હરેક સુજ્ઞ ગૃહસ્થે જથ્થાબંધ ખરીદ કરી

મફત વહેંચવા લાયક.

# રોગ થયા પછી

# તે



# વધવાનાં કારણો.


સુપ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીના અનુમતથી

લખનાર,

વૈદ્ય દુર્લભદાસ વિ. રવાભજી ધ્રુવ;

જામનગર વાસી.



બીજી આવૃત્તિ.

"સાગર સહાયક પ્રજાપ્રબોધક" પ્રીંટિંગ પ્રેસમાં

દી૦ સો૦ રીદરે છાપ્યું.

સંવત ૧૯૫૪ સને ૧૮૯૭.

# अर्पणपत्रिका.

મુરબ્બી મિત્ર!

વૈદ્ય નરોત્તમદાસ હંસરાજ શેઠ.

ભાવનગર.

મારા તમારા વચ્ચેના ગાઢ સ્નેહનું ચિન્હ
કાયમ રાખવા આ પુસ્તક કે જે
આપના વિચારને અનુસરતું હોઈને
અત્યંત લોકોપયોગી છે તે હું
પ્રીતિપૂર્વક આપનેજ અર્પણ
કરૂં છું.

તા. ૧-૧૨-૯૭
મુંબઈ.

હું છઉં,
તમારો આજ્ઞાંકિત
મિત્ર
દુર્લભદાસ.



# રોગ થયા પછી તે વધવાનાં કારણો.

## મંગલાચરણ.

આપો શ્રી રસરાજ સર્વ જનને, આરોગ્યતા સર્વદા;
સ્થાપો શૌર્ય વિશેષ અંગ મનનું, આનંદ પામું સદા;
માગું હુ કરૂણાળ માનિ તમને, વિશ્વેશ ચિત્તે ધરો;
છે સો આશ્રિત આપના તનુજ આ, રક્ષા હવે તો કરો.

**આહાર—વિહારના ધોરણને અનુસરીને આરોગ્ય રહેવું એ તો એક સર્વોત્તમ વિચાર છે.** સારા વૈદ્યની સંમતિથી પ્રત્યેક ઋતુના નિયમો જો પળાય તો રોગ રહિત રહીને જીવિતનું નિર્દોષ સુખ અનુભવવું એ મહાત્માના આશીર્વચન અને આત્મસંયમ વિના બની શકતું નથી. જગદીશ્વરની ઇચ્છા તો સદૈવ એવીજ હોવી જોઇએ કે વિશ્વમાં વસનાર-આરોગ્ય રહે તો સારૂં, તથાપિ વિશ્વમાં વસનારા જો તેના યોજેલા નિયમો પાળે નહિં, તો તે નિયમો નહિં પાળનારાએ તેની શિક્ષા અવશ્ય ભોગવવી જોઇએ. આના સંબંધમાં વારંવાર લખાય છે અને મહાશયો અંતઃકરણથી ઇચ્છે છે કે, આ દેશમાં એવાં વિચારશીળ મનુષ્યોની સંખ્યા ઉત્તરોત્તર અભિવૃદ્ધિને પામે પરંતુ જ્યાં સુધી એવાં ઉચ્ચ ધોરણો પળાય નહિં અને તે પળાવાનો આધાર ભવિષ્ય ક્રમની સાથે સંબંધ ધરાવે—ત્યાં સુધી; એ સમય ક્યારે આવશે એનું નિશ્ચયપૂર્વક માપ પણ થઇ શકે નહિં. વિદ્વાન વર્ગના લોકો તો બને ત્યાં સુધી એવાં ધોરણો પાળે

છે, અને તેમાંથી મળતું સુખ અનુભવે છે, પણ જે લોકો એ વિષયમાં અજ્ઞાન વા શંકિત છે તે લોકો દુરાગ્રહને યોગે બિલકુલ પાળતા નથી; કેમકે એમ થવું એ ઘણું મુસ્કેલ છે અને તેનો પાકકાળ આવવાને આપણને લાંબા વખત સુધી રાહ જોવી પડે તેમ છે. જો કે પ્રસંગોપાત એ વિષયના સંબંધમાં વારંવાર લખાય છે અને તે લખવું પણ સમયને અનુસરતુંજ છે, તોપણ તે પ્રમાણે વર્ત્તનારાની જોઇએ તેવી સંખ્યા થવાને ઘણો કાળ જોઇશે એમ અનુમાનથી કલ્પના થઇ શકે છે. ફરીથી કહેવું પડે છે કે, એ વિષયમાં બહુ ભાગે લોકોની અજ્ઞાનતા પ્રસિદ્ધ છે. જેમાં કેટલાંક તો એ ભલામણ અમાન્ય કરીને કહે છે કે, આહાર—વિહારના ધોરણો પાળીએ કિંવા ન પાળીએ, પણ રોગ થવો હોય તે તો થાયજ છે! આવા છેક ઘેલાપણથી વિરૂદ્ધ વિચાર ધરાવનારા માટે વખતો વખત ઘણું ઘણું લખાયું છે અને લખાતું પણ જશે; તથાપિ આ પ્રસંગે તો જે વિષય લખવાની અગત્ય ધારી છે તે વિષયની સામે પોતાના આલમતો પ્રદર્શિત કરવાને થોડા, ને તે વળી છેક અજ્ઞાન, મિથ્યાવાદી કે અર્ધ દગ્ધજ નીકળી શકશે. હું એમ કહેવા નથી માગતો કે એ વિચારોની સામે લોકો છેજ નહિં. ઘણા લોકો આમજ કહે છે ને કહેતા આવ્યા છે કે, થયેલા રોગને મટાડવા માટે તરત કે પછી પણ ઉપાય કરવાની જરૂર નથી! જો કે ઘરમેળે વા વૈદ્યની સલાહથી હારે છે, ત્યારે ઉપાય તો કરે છે, પરંતુ આમ કહીને તેઓ એમ સમજાવવા માગે છે કે, રોગ પણ એની અવધીએજ જાય છે. ધારો કે, આ કલ્પનાને એકવાર આપણે કબુલ પણ કરીએ, તથાપિ એવી કલ્પનાથી એમ તો નથીજ ઠરતું કે, રોગ થાય કે તરતજ ઉપાય કરવો નહિ એમ તો યૂરોપમાં પણ એવી એક મંડળી હયાતીમાં આવી હતી અને આવુંજ ધોરણ પાળતી હતી કે, મૃત્યુની હદ સુધી પહોંચીએ તો ભલે, પણ થયેલો રોગ મટાડવા માટે કાંઇ ઉપાયજ કરવો નહિં! આમ માનનારા થાય, તો એથી કરીને શું એનું

કહેવું જનમંડળમાં ખરૂં ઠરશે ! કદિ નહિં. અવળે રસ્તે ચાલનારો કે ચાલનારા આ જગતમાં મળી આવે છે, પણ તે ઠરાવ કાંઈ સાર્વજનિક હિત કરનારો નથી હોતો, એ પણ સારી પેઠે સમજી શકાય તેવું છે.

**રોગ થાય કે તરતજ ઉપાય કરવો એ સૂચના** સર્વનું હિત કરનારી હોઇને—શાસ્ત્રની, અનુમાનની તેમજ પ્રત્યક્ષ પ્રમાણની રીતિયે સિદ્ધ છે. શાસ્ત્રને સમજનારા વિદ્વાન, ને તે પણ પ્રાચીન વૈદ્યો પોતાનો અભિપ્રાય આ પ્રમાણે દર્શાવે છેઃ—

**जातमात्रश्चिकित्स्यःस्यान्नोपेक्ष्योऽल्पतयागदः ।**
**वन्हिशत्रुविषैस्मतुल्यःस्वल्पोऽपिविकरोत्यसौ ॥**

**ભાવાર્થ**—રોગ ઉત્પન્ન થાય કે તરતજ તેની ચિકિત્સા કરવી જોઇએ. રોગને અલ્પ જાણીને તેના ઉપાય કરવામાં બેદરકાર રહેવું નહિં જોઈએ. કારણ કે રોગ–અગ્નિ, શત્રુ કે ઝેરના જેવો છે તેથી સ્વલ્પ હોય તોપણ ખરાબી કરે છે.

**મહાત્મા ચરક** કહે છે કે, ચિકિત્સા કરવામાં ન આવે તો રોગી, આયુષ્ય છતાં જીવતો નથી. જેમ તેલ છતાં દીવો પવનથી ઓલવાઈ જાય છે તેમ આયુષ્ય છતાં પણ જો ચિકિત્સ-કરવામાં ન આવે તો રોગી મૃત્યુ પામે છે. આવી રીતના ઉત્તમ વચનોથી અને ઉદાહરણોથી સિદ્ધ થાય છે કે, રોગ થાય કે તરત ઉપાય યોજવાની દરેક રોગીએ ઇચ્છા કરવી જોઇએ. વળી અનુમાનથી પણ સમજાય છે કે, ઉપાય નહિં કરીએ તો રોગ વધશે અને પ્રત્યક્ષ જોવાથી પણ સાબીત થાય છે કે, જેણે થયેલા રોગને અટકાવવા માટે ઉપાય કર્યો નથી તેનો રોગ વધ્યો છે.

**એક ન્હાના સરખા કોલ્લાનો દોષ માઠું પરિણામ નિપજાવે છે.** વૈદ્યવિદ્યાના રહસ્યને જાણનારા વૈદ્યરાજોને ખબર હશે કે નાડીવ્રણની દરકાર નહિં રાખવાથી તેનો દોષ

કેટલો ઉંડો જાય છે! આ પ્રમાણે નજીવી ભૂલ પણ કેટલે દરજ્જે જીંદગીનો નાશ કરે છે એ બહુ બહુ સંભાળથી જાણી લેવા જેવી બાબત છે. એકવાર મેં પોતે જોઇ લીધું છે કે, એક ન્હાની બાળકીના માથાપર થએલા ગુમડાંએ વધીને તે બાળકીની જીંદગીને કવી રીતે જોખમમાં લાવી મૂકી હતી! જો દોષને બહાર કાઢી શકીએ નહિં તો પછી તે શરીરની અંદરના ભાગમાં પ્રવેશ કરે છે. જીર્ણજ્વર લાંબી મુદત સુધી હેરાન કરે છે અને વખતે જીવિતનો નાશ કરે છે એ કોનાથી અજાણ્યું છે? ઉપદંશ (ચાંદી-ટાંકી)નો દોષ પણ કયાં સુધી વધે છે અને શરીરને કેવું બેડોળ બનાવે છે! પણ પ્રથમથીજ થતા રોગનો નાશ કરવા માટે ઉપાય યોજીએ તો એમ બને નહિં. જ્વરની ઉત્પત્તિ ઘણું કરીને ભારે અન્નપાન લેવાથી થાય છે. આવાં અન્નપાનો કાયમ સેવાતાં જાય, ઔષધ થાય નહિં, વૈદ્યની સલાહ પ્રમાણે ચલાય નહિં અને દુઃખી થવાય એમાં કોનો દોષ! જ્વરનો કે રોગીનો? ઉપદંશનું પણ એમજ છે. એ રોગ પણ તરત ઉપાય નહિં કરવાથી ભયંકર રીતે વધે છે. આમ રોગી, બેદરકાર રહેવાથીજ રોગના પંજામાં જીંદગી પર્યંત ફસેલો રહે છે; પરંતુ અંતઃકરણમાં અત્યંત ખેદ થાય છે કે, લોકોનો મ્હોટો ભાગ, પોતાનું ડહાપણ ડોળીને આ વિષયને છેક નજીવો સમજીને ઘણીવાર મ્હોટી ભૂલો કરતો માલુમ પડે છે! નથી સમજાતું કે એમ શા કારણથી થાય છે?! ધારો કે, અજ્ઞાનતાથી અથવા વારંવાર વૈદ્ય કે ડાકટરને ત્યાં જતાં કંટાળો આવવાથી, દ્રવ્ય ખરચવાના ડરથી કે ઉત્તમ વૈદ્ય કે ડાકટર નહિ મળવાથી એમ થતું હોય, તોપણ એ અંતરાય એવો નથી કે નિવારી ન શકાય. અમૂલ્ય જીંદગીનો નાશ કરે એટલા પ્રમાણમાં રોગ વધવાના દુઃખ કરતાં એ દુઃખો બહુ ન્હાના અને નિવારી શકાય એવાં છે. જ્યારે આમ છે, ત્યારે રોગને વધવા દેવો એ કેવી મૂર્ખાઇ છે? એવાં અલ્પ અંતરાયને નિવારણ કરવાનું મનપર નહિં લેવાથી, આપણા અમૂલ્ય જીવિતના નાશનો સમય પાસે

આવે એથી બીજું ખેદકારક શું છે? રોગ છે, તે કાંઇ પોતાનામાં રહેલાજ ઉપદ્રવો સહિત અટકતો નથી, પરંતુ એથી કરીને ચિત્ત-માં એક તરેહની ચિંતાની ઉત્પત્તિ થાય છે એ વળી થએલા રોગથી વધારે નાશકારક છે. "મારો રોગ મટશે કે નહિં, હવે મારૂં શું થશે, મને આ રોગ શાથી થયો હશે, નામીચા ગાંધીના ઉકાળાનો ઉપયોગ કર્યો, છતાં કેમ મટતો નહિં હોય!" ઇત્યાદિ ક્લેશજનક વિચારો રોગીના મનમાં વારંવાર ઘોળાયા કરે છે અને પછી એના ઉચાટમાં વખત જતાં રોગ પણ ભયંકર રૂપ પકડે છે. એક તો રોગરૂપ શત્રુ અને બીજી ચિન્તા, એ બન્ને મળવાથી, તેમજ પોતાની પ્રારબ્ધના કે ભાવિના યોગમાં દૃષ્ટિ હોવાથી, વિદ્વાન વૈદ્યો કે દાના ડાકટરોના ઔષધનો ઉપયોગ પણ કરી શકાતો નથી; ને અંતે માત્ર ભુલના કે ભ્રમણાના વમળમાં વિંટળાતા એવા જીવિતના-નાશનો વખત વ્હેલો લાવી મૂકે છે. આવી દુર્દશાના સમય સુધી પણ રોગી તો એમજ સમજે છે કે, "મેં બહુ બહુ ઉપાયો કર્યા, તોપણ રોગ મટયો નહિ; ને છેવટે આ દશાને પામ્યો એમાં નશીબનોજ વાંક છે!" જો કે દરેક માણસ આમ સમજે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી, પરંતુ આશ્ચર્ય જેવું તો આ છે કે, એવા સાધારણ કોટિના માણસો પોતાના મનથી એ વિચારો શુદ્ધ બુદ્ધિથીજ સમજેલા હોય છે. એ એટલો વિચાર પણ નથી કરતા કે, અમને થએલો રોગ ન વધે તેમાં અમે કેટલે દરજ્જે સાવધ હતા! અર્થાત્ થએલા રોગને મટાડવા વાસ્તે પોતે કેટલું સાવધ રહેવું જોઇએ એનું માપ તે બિલકુલ કરી શકતાજ નથી. એ તો પ્રથમથી તે અંતસુધી એમજ માનતા આવેલા હોય છે કે, અમે થતા રોગને મટાડવામાં સંપૂર્ણ સાવધજ હતા! આવી સમજ આવવી એ પણ મંડલના ઘણા ભાગની દુર્દશાનું કારણ છે, કેમકે જો એમ ન હોય તો રોગના સંબંધમાં સાવધ રહેવાની જે જરૂર, તે બહુ અંશે લોકોમાં નથી તે હોય

શકત. માણસ માત્ર ભૂલનું પાત્ર છે, પણ આવી મ્હોટી ભૂલ, ને તે સામાન્ય રીતે લોકોના મ્હોટા ભાગમાં થાય, એના જેવું આશ્ચર્યની સાથે ખેદ ઉપજાવનારૂં એકે નથી. મનથી સમજતા હોઈએ એવી હલકી બાબતોમાં પણ ભૂલ થવાથી ઘણું માઠું પરિણામ આવે છે, ત્યારે પોતાના જીવિતરૂપ જરૂરના વિષયને નજીવો માની કોઇ ભૂલ કરે તો તેનું પારણામ નાશ વિના બીજું શું આવનાર હતું? જીવિત જાળવવાના સંબંધમાં લોકોએ કેવી અને કેટલે દરજ્જેની સાવધાની રાખવાની અગત્ય છે, ને હાલકાળ તે કેટલે દરજ્જે વિસરી જવામાં આવી છે, એનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે અંતઃકરણમાં અત્યંત પશ્ચાતાપ થયા વિના રહેતો નથી. એક આવોજ વિચાર કરવો જરૂરનો છે કે, પ્રથમ તો જે રોગ થાય છે તે કાંઇ એકજ દિવસમાં થતો હોય એવો સંભવ ઓછો હોય છે. અકસ્માત શિવાયના બીજા બધા રોગો ઘણા દિવસનો દોષ એકઠો થયા પછીજ દેખાવ દે છે. જ્યારે દોષનો અતિયોગ થાય છે, ને તે શરીરના અમુક ભાગમાં રહી શકતો નથી, ત્યારેજ રોગરૂપે બહાર નીકળે છે. બહુ ભાગે રોગની જડ શરીરના અંદરના ભાગમાં હોય છે. ઢાંકણવાળા ડબામાં અમુક વસ્તુ હોય, તો તે વસ્તુ છે એમ જાણીએ છીએ, પણ શી વસ્તુ છે તે જેમ આપણે ડબો ઉઘાડયા વગર જાણી શકતા નથી, તેમ શરીરરૂપ ડબામાં વાતાદિક ત્રણે દોષ છે એમ તો જાણીએ છીએ, પણ તેમાંનો કયો દોષ કેટલે દરજ્જે વધ્યો છે યા ઘટ્યો છે અને તેની આપણા શરીર તથા મનમાં કેવી અસર થઇ છે, થાય છે, તેમજ થશે તે- આપણે વિચાર કર્યા વિના કે તે વિદ્યાને જાણનારાની પાસે પરીક્ષા કરાવ્યા વિના જાણી શકતા નથી. કદી જાણી શકીએ છીએ તો તે માત્ર એટલુંજ જાણી શકીએ છીએ કે, મને કાંઇક રોગ છે, પણ એ રોગ કયો છે, કેટલી મુદતનો છે, કયારથી ઉત્પન્ન થયો હશે, ખરી ચિકિત્સા વિના દિવસો જતાં તે કયાંસુધી વધશે, ને આપણી જીંદગીને કેવી રીતે જોખમમાં લાવી મૂકશે એ જો કે

જાણવાની ઇચ્છા કર્યા છતાં જોઇએ તેવે રૂપે જાણી શકતા નથી. નથી જાણતા એમાં આપણો મુદ્દલ વાંક નથી; કેમકે તમામ માણુસો કાંઈ વૈદ્ય કે ડાકટર હોતા નથી. વૈદ્ય કે ડાક્ટરને જ્યારે નિયમિત માર્ગે નહિં ચાલવાથી કોઇપણ જાતનો રોગ લાગું થાય છે, ત્યારે તેઓમાંના નિરાભિમાની અને સમજુઓ પોતાને હાથે પોતાની ચિકિત્સા નહિં કરતાં પોતાના બીજા વિશ્વાસપાત્ર મિત્રોનો આશ્રય કરેછે, ત્યારે આ વિષયથી કેવળ અજ્ઞાન પોતાની મેળે પોતાની ચિકિત્સા કરે અથવા એકાદ અણઘડ ગાંધીના ઉકાળા પીએ, એથી કરીને રોગ મૂળમાંથી શી રીતે જાય—એ બિલકુલ સમજી શકાતું નથી. પોતાની મેળે રોગ ઓળખવાનો પ્રયત્ન કરે ને તેની ચિકિત્સા પણ પોતેજ કરે એ મનુષ્ય વિચારથી કેવળ ઉલટું છે. વ્યાધિગ્રસ્તનું મન પણ બગડેલું હોય છે. એવા બગડેલા મનને શરીર સુધારવાનું કે રોગને નિર્મૂળ કરવાનું કામ સોંપવું એજ ભૂલ ભરેલું છે. તથાપિ એવા વિચારના માણસોની સંખ્યા આપણા દેશમાં કાંઈ થોડી નથી. હું તો કહું છું કે, એવા આપમતીલાઓની સંખ્યા આ દેશમાં ઘણી છે, ને તેવા લોકોએજ પોતાનું ડહાપણ ડોળીને, દેશને દુર્દશામાં લાવી મૂક્યો છે. એવા આપમતીલા પોતેજ પોતાનું મન માન્યું કરતા હોય તો આપણે તે વિષેની કાળજી ઓછી રાખીએ, પરંતુ તેઓ વળી એવા મિથ્યાભિમાની, કુતર્કી ને અક્કલના મહાસાગર હોય છે કે, એ વિચારોને તેઓ પોતાના લાગતાંવળગતાઓમાં વધારે ભાર મૂકીને પ્રદર્શિત કરે છે. આપણા દેશની પ્રજાના મ્હોટા ભાગમાં આ તો એક પૃથાજ પડી ગયો છે કે તેઓ પોતાના વિચાર કરતાં પરાયાના વિચારને યોગે વધારે ચાલે છે. નથી તેઓ ભલામણ કરનારાની બુદ્ધિ તરફ જરા જેટલી પણ નજર કરતા—કે નથી તેઓ તેમના સ્વાર્થ તરફ જોઈ શકતા ! એવી ભલામણ કરનારા માત્ર કાંઇ પાંચ પૈસે સુખી કે નાતજાતમાં પંચાત ડોળવા સંબંધે આગળ પડતા હોય એટલે થયું ! કુટુંબમાં કદાચ કોઈ સારા વિચારનો મા-

ણુસ હોય, પણ તેનું આસપાસનાં સગાં સંબંધીની આગળ ચાલતુ નથી. આવી ખરાબીમાં આપણો દેશ એક રીતે કહીએ તો હોમાઈ ગયો છે. થતા રોગને મટાડવામાં કેટલાક સાવધ હોય છે, પણ તેઓ કંજુસાઈનાં કે એવાં બીજાં કારણોથી બનતાં સુધી ઘર મેળેજ ઓસડો કરે છે, ને કદાચ એમ કરતાં કંટાળે છે, ત્યારે શેહેરમાંના એકાદ ગાંધી પાસે જઈને પોતાની હકિકત નિવેદન કરી ઉકાળાનાં પડીકાં લાવે છે, ને તેનો ઉપયોગ કરે છે. જો કે હું આ વિચારની સામે નથી. વખતે એવા ઉપાયો પણ સારૂં કામ કરે છે. મારૂં કહેવું તો એમ છે કે નિદાન વિના ચિકિત્સા કરવી એ રસ્તોજ અવળો છે. કદાચ ધારો કે, કાગડાનું બેસવું ને તાડનાં પડવાની માફક દોષનું શમન થઈ જાય–પણ દોષ નિર્મૂળ થયો છે કે નહિં તેની, અથવા એક દોષ જતાં બીજો દોષ હયાતિમાં આવ્યો કે શું તેની, ઘર મેળે ઇલાજ કરનારાને કે ગાંધીને શી ખબર પડે ? અર્થાત્ એવી રીતે ચિકિત્સા કરવી એ ચિકિત્સા કરવાનો સીધો માર્ગજ નથી. સમય પરત્વે એમ પણ બને છે કે, એવી નજીવી ચિકિત્સા કરવામાં કેટલાક દિવસો વ્યર્થ ગુમાવવાથી રોગ પણ વધતો જાય છે. નામધારી વૈદો પૈસાના લોભથી દરદીને મટવાની આશા આપતા જાય છે, પણ દરદ મટતું નથી ને ઉલટું વધતું જાય છે ! આવી રીતે વધેલા રોગને મટાડવામાં પછી કેટલી મુશ્કેલીઓ સહન કરવી પડે છે, અથવા નથી મટતો ત્યારે જીવિતનો કેવા સંજોગો વચ્ચે નાશ થાય છે એ એક રીતે જોઈને જાણી લેવા જેવો વિષય છે.

**રોગ થાય કે તરતજ ઉપાય કરવો અથવા દરદને ઉગતાં ડાંભવું.** એટલાજ વાક્યમાં આ લેખનો હેતુ આવી જતો નથી; પરંતુ એના કરતાં વિશેષે કરીને જે સમજવાનું છે તે એજ છે કે રોગ થયા પછી તે મટાડવા અર્થે કેવા વૈદ કે ડાક્ટરનો આશ્રય કરવો જરૂરનો છે; ને બે પ્રમાણે અનેક વિચારો

કરીને વર્ત્તવું એ કેટલું અવશ્યનું છે. બહુ વાર એવું બને છે કે, રોગ, લાંબી મુદ્દત સુધી રહ્યા છતાં જીવિતનો નાશ થતો નથી. રોગી, જીવિત છતાં મૃત્યુવત્ સ્થિતિમાં રહે છે, તેમનાથી કશું કામ થઇ શકતું નથી. તે એક વિચાર પાર પાડવા જતાં અનેક વિચારોને તાબે થાય છે, ને વેદના પણ એટલી બધી સહન કરે છે કે તેની એવી અવદશા જોઇને બીજાને કંપારી છૂટે છે; એટલુંજ નહિ પરંતુ કેટલાક કરૂણાળુ હૃદયના તો પોતાની આંખોમાંથી સામા માણસનું દુ:ખ જોઇને અશ્રુ પણ પાડે છે ! અત્યંત વેદનામાં વિંટાએલો બિચારો કમનશીબ રોગી તો હમેશાં પોતાની જીંદગીને વિનાશના મ્હોડામાંજ રહેલી સમજે છે; અને તે બહુ બહુ રીતે દુ:ખી થએલો હોવાથી, તેનું મન પણ એવું થઇ ગએલું હોય છે કે, તે જ્યારે મૃત્યુ પામે છે ત્યારેજ શાંતિનો અનુભવ કરી શકે છે ! અહા ! આ કેવું દુ:ખ ! કેવી ભૂલ !! જીવિત અપ્રિય અને મરણ પ્રિય !!! આવું અસહ્ય કષ્ટ ન આવે ને સુખેથી જીવિતનું સુખ ભોગવાય તેને માટે દરેક માણસે કેટલી કાળજી રાખવી જોઇએ ! પરંતુ એવું બને છેજ ક્યાં ! રોગોત્પત્તિ થાયજ નહિં, તેને અર્થે સાવધ રહેવું તો એક તરફ રહ્યું, તથાપિ રોગ થયા પછી પણ જોઇએ તેવી રીતે સાવધ રહી શકાતું નથી એ વળી વધારે દુ:ખદ ધોરણ છે. જ્યારે વિદેશી જનો શરીર સ્થિતિમાં દિન પ્રતિદિન અભિવૃદ્ધિને પામતા જાય છે, ત્યારે આપણી આ આર્યભૂમિના વતનીઓ કે જેઓ, પૂર્વે શારીરિક અને માનસિક બળમાં બહુ ઉત્કૃષ્ટ ગણાતા હતા તેઓ, આજે અત્યંત અબળ થયા છો

**શાસ્ત્ર પ્રમાણે અને ન્યાયની રીતે વિચારીએ તો બચવાનાં સાધનો મળવા છતાં જે માણસ તે સાધનોનો ઘટતે માર્ગે ઉપયોગ ન કરે તે માણસ, એક રીતે જોઇએ તો આત્મઘાતી ઠરે છે.** આપણા લોકોમાં સાધારણ

રીતે એવો વિચાર ફેલાયો છે કે, વિષ અથવા કંઠપાશથી, પોતાના પ્યારા પ્રાણુનો જે ત્યાગ કરે (મરે) તેજ આત્મહત્યારો માનવો; પણ આ વિચાર કેવળ ભૂલ ભરેલો છે. આરોગ્ય (તન્દુરસ્ત) અને દીર્ઘાયુ (લાંબી આવરદા ભોગવનાર) થવાના સીધા માર્ગને મૂકી આડે માર્ગે ચાલીને પ્રાણુ હાનિ કરે તે શું આત્માઘાતી કહેવાય નહિં? આમાં ફેર એટલો કે વિષ કે કંઠપાશથી તત્કાળ પ્રાણુ જાય છે અને આમ પ્રાણુ જતાં પ્રસંગે વાર લાગે છે. કોઇના મનમાં સવાલ ઉઠે કે આત્મઘાતીનું જે રૂપ તમે સમજાવ્યું તે તો માનવા યોગ્ય છે, તથાપિ બચાવનાં સાધનો મળવા છતાં તે સાધનોનો ઘટતે માર્ગે ઉપયોગ ન કરે એવી ક્ષુલ્લક વૃત્તિવાળા તે વળી કોણુ હશે? તો આ ઠેકાણે મારે કહેવું જોઇએ કે એવા માણુસોની સંખ્યાનો આ દેશમાં પાર નથી. ઘણા માણુસો એવા હોય છે કે વૈદ્ય કે ડાકટરની સલાહ પ્રમાણે બિલકુલ નહિં ચાલતા પોતાના કે પરાયા ડહાપણુને યોગે વધારે ચાલે છે. તેઓની સમજણુ એવી તો હસવા લાયક હોયછે કે કાંઈ કહેવાની વાત નહિં. તેઓ અજાણી વિદ્યામાં પણુ માથું મારવાની ઈચ્છા કરે છે, ને જો ચાલી શકે તો પ્રસંગે મૂર્ખમંડળમાં, જે વિદ્યાથી પોતે બેનશીબ હોય તે વિદ્યાનો ડોળ ઘાલતા થકા તેઓ ઘડીભર માન મેળવે છે! કેટલાએક પથ્ય (પરહેજ) પાળવામાં બહુ બેદરકારી રાખતા જણુાય છે. પથ્ય પાળવું એ એક એવી તો સુખકારક દવા છે કે સાધારણુ દરદો તો માત્ર એનાથીજ મટી જાય છે. આપણા દેશમાં પથ્ય પાળનારી મંડળીઓ ક્યારે સ્થાપન થશે એના સંબંધમાં હાલમાં બિલકુલ નક્કી કહેવાઇ શકાતું નથી. સુધરેલા દેશોમાં એવી ઘણીજ મંડળીઓ સ્થાપન થઇ છે એ એક, તે દેશોના નિવાસીઓને માટે સુભાગ્યનું ચિન્હ છે; પરંતુ આપણા આર્યખંડના નિવાસીઓ એવા સુધરેલા દેશોના ધોરણુનું યોગ્ય અનુકરણુ નથી કરતા અને અયોગ્ય અનુકરણુ કરે છે એ દુર્ભાગ્યનું ચિન્હ છે.

કેટલાએક તો વળી એટલે સુધી પોતાની ચતુરાઇ ચલાવત

માલુમ પડે છે કે બીજાંને બતાવવા અથવા વૈદ્ય કે ડાક્ટરને રફુ બ-નવવા પડીકાં લાવે છે ખરા, પણ તે પડીકાંને ઉંચે મૂકી કોઇ ફકીર ફકરા કે જોગી જતીની દવા કરે છે. જો કે ફકીર ફકરા કે જોગી જતીની દવા કરવાની કેવળ મના છે અથવા અમે તેની સામે છીએ એમ આ ઠેકાણે સમજવાનું નથી, તો પણ એટલું તો કહે-વાઇ જવાય છે કે એવી રીતે દવા કરનારાને લાભને બદલે હાનિ વધારે થાય છે. બહુવાર એવું બને છે કે એવી દવાઓથી રોગ તો મટતો નથી પણ ઉલટું બકરૂં કાઢતાં ઉંટ પેસવાની પેઠે બી-જુંજ દરદ દેખાવ દે છે. વારંવાર વિદ્વાન વૈદ્યોની આગળ આવીજ ફરિયાદો થતી જોવામાં આવે છે કે 'ફલાણે ઠેકાણે એક જોગી આવ્યો હતો તેની પ્રશંસા સાંભળી મેં દવા કરી તેમાંથી જુઓ આવી રીતે ફૂટી નીકળ્યું'! વિવેકી વાંચનારાઓ પણ આ વિ-ષયથી છેક અજાણ્યા તો નહિં હોય.

આ કરતાં પણ નવાઇ જેવો માર્ગ કેટલાંક મૂર્ખના શિરો-મણિ પકડતા હોય એમ પ્રત્યક્ષ જણાઇ આવે છે. પ્રથમ તો તેઓ રોગની હકિકત કહેવા અને તે મટાડવા માટે દવા લેવા જાય છે, પણ પછી પેલા પાખંડીઓની વાગ્જાળ (બોલવાની ચતુરાઈ)માં ફસી, ઉપાયને એક તરફ મૂકી દઇ, ધંતર મંતરના ફાંસામાં ફ-સાઈજાયછે. બિચારા ઘણા ભોળા મનના હિંદુઓની કમબખ્તીનો કયો ચિતાર આપીએ અને કયો ન આપીએ! આ સમયે આ લખનારને એક નજરે જોયેલું ઉદાહરણ લખવાનું મન થાય છે. ત્રણ ચાર વર્ષની અગાઉ દમના દર્દમાં ઘેરાએલો એક નિરૂદ્યમી વણિક, ધર્મશાળામાં ઉતરેલા એક આડંબરી બાવાની પાસે દમના દરદની દવા લેવા ગયો હતો. દવામાં તો શંકર ભૂષણ (રાખ) આપી હતી, પણ ધીમે ધીમે વાતોના તડાકા ફડાકાથી તે વણિકને પેલા બાવાએ લાંબી મુદ્દતે કિમિયાની લતમાં હોમી દીધો હતો. 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે' એ કહેવત મુજબ

જેનું દ્રવ્ય હરાઈ ગયું હતું એવા તે વણિકે ત્રણ ચાર માસ લગી તો પોતાની આવી મૂર્ખાઇ ને બહાર પણ પડવા દીધી નહિં, પણ અંતે છૂપી રહી નહોતી. આહા! કેવી ખરાબી! ગરીબ વણિકનો દમ મટાડવા જતાં દમ (જે થોડો ઘણો પૈસો હતો તે) ગયો!

આ શિવાય જોશી મહારાજોની વાર્તા પણ કાંઈ ઓછી વિચિત્રતા ધરાવનારી નથી. એમાંના કેટલાક તો છતી આંખે ધૂળ નાંખનારા હોય છે. ભવિષ્ય જાણવાના ભેદનો તો લગારે વા પણ વાયો ન હોય! પણ ભોળા હિંદુઓના કુટુમ્બમાં ભૂદેવની પેઠે પૂજાતા હોય! એ પણ આ જમાનાની ખૂબિ છે. ઘણીવાર એવા જોશી મહારાજો રોગ વધારવામાં કારણરૂપે હોય છે. હમણાં દરદની દવા કરાવશો નહિ, હજારો પૈસા ખરચશો તો પણ મટવાનું નથી! કેમકે અમુક માસ કે વર્ષ લગી તમારા ગ્રહ વાંકા છે! ઇત્યાદિ પ્રસંગ વિરૂદ્ધ વાકયો વદી ભલા મનના માણસોને થોડી પળમાં ભમાવી દે છે, અને દરદની દવા કરવાનું માંડી વળાવે છે. ઘરનાં બૈરાંઓ કે વ્હેમાએલા મરદો તો એમજ માને છે કે આહા! જોશી મહારાજ આપણા ઘરનું કેટલું બધું ભલું વાંચે છે! હમણાં દરદ મટાવાનું નથી માટે પૈસાનો બચાવ કરવાની ભલામણ કરે છે. બીજી રીતે પણ તે લોકો ઠગનારા હોય છે. ફલાણો ગ્રહ ફલાણા ઘરમાં હોવાથી અથવા સામે ફલાણો ગ્રહ આવવાથીજ રોગ થયો છે માટે ગ્રહ શાન્તિ કરાવશો તોજ મટવાનો છે. આવું કહી ગ્રહ શાન્તિના નિમિત્તથી વારંવાર પૈસાની અમુક રકમ મેળવે છે. વધારે ખરાબી તો એ છેકે આવે વખતે તેઓ દવા કરવાનું મુલ્તવી રખાવે છે, એટલે રોગને વધવાની તક મળે છે. એ લોકો પોતાના પોષણ અર્થે ગ્રહ શાન્તિ કરાવે તો ભલે, કેમકે વખતે એવી આસ્થાનું રોગીને ફળ મળે છે, પરંતુ ઔષધ કરવાનું મુલ્તવી રખાવવું એ મુદ્દલ સારૂં નથી.

એમાં જેમ જોશી એક તરેહનું પાપ કરેછે તેમ રોગી પણ પાપી થાય છે.

હિંદુ કુટુમ્બમાંની કેટલીએક લાજવાળી અબળાઓનાં તો ભોગ મળે છે ! આપણામાં જે સાસુની વહુવારૂ કહેવાય છે અથવા જેનો ધણી માવડીમુઓ કે પરતંત્ર હોય છે એવી અબળાઓનાં દુઃખની વાત તો શીજ કહેવી! એના કરતાં તો ગુલામોની દશા પણ સારી છે એમ કોઈ કહે તો આપણે ખોટું માનીશું નહિં આહા ! એવી અબળાઓ, પોતાના છૂપાં દરદોને માટે તો એક તરફ રહી, પરંતુ સહજ દરદોને માટે પણ ઉપાય કરવાની તક મેળવી ન શકે એ સ્વાભાવિક થઇ પડયું છે. કેટલાક કુટુમ્બોમાં તો સાસુ વહુને બનતું નથી એટલે તે શામાટે કાળજીજ રાખે ! અફસોસ ! આવો ગેરવાજબી અટકાવ શા માટે જોઇએ ? જો આવી રીતે અટકાયતની જરૂરયાતિ જણાતી હોય તો ઘરના મુખ્ય માણસે પોતાના આશરાતળે વસેલા માણસોની સંભાળ શા માટે નહિં લેવી જોઇએ, એનું કારણ મુદ્દલ સમજી શકાતું નથી. નવીન સૃષ્ટિના ઉત્પત્તિ સ્થાનને દરકાર વગરના થઇને અથવા દ્વેષ ભાવથી બગાડવું એના જેવું શોચનીય બીજું શું છે? જો આવાજ કુધારાને ઉત્તેજન આપનારા નિકળે તો હિંદ ભૂમિનો ઉદય કદી પણ થવાનો નથી એ નિર્વિવાદ છે. ત્યારે શું હિંદની એ પરતંત્ર અબળાઓ વિના અપરાધેજ આવું અસહ્ય કષ્ટ ભોગવી પોતાની જીંદગીનો અંત લાવે એ સારૂં કહેવાશે ?। પોતાની ધર્મ પત્ની પ્રત્યે મેં ઘણાને ઉડાવનારા જવાબ દેતા સાંભળ્યા છે કે 'હાલમાં દવા કરવાની નવરાશ નથી !' આવો ઉત્તર તો અસુર (રાક્ષસ) ના મોંમાથી પણ ન નીકળે ! ગરીબ બિચારી વહુ ! પોતાના વલ્લભને પોતાના દરદને માટે કંઈ પણ કહેવા જતાં આવા હૃદયભેદક વચનો સાંભળે એ કેવું આશ્ચર્યની સાથે શોક ઉપજાવનારૂ છે! આપણને પોતાને જ્યારે રોગ થાય છે ત્યારે તો અત્યંત

વ્યગ્ર ચિત્તવાળા બની જઇએ છીએ, જ્યાં ન જવું ઘટે ત્યાં જઇએ છીએ, જે પીવું ન ઘટે તેનુંજ પાન કરીએ છીએ, રાત્રિયે પૂરી નિદ્રા પણ નથી લેતા અને રોગ મટાડવા માટે અત્યાતુર થઇએ છીએ, પાઇને ઠેકાણે રૂપીઓ વાપરવાને પગભર થવું પડે છે, અને આપણી સ્થિતિ પણ અસહ્ય જંજાળરૂપ થઈ પડે છે.

**હમણાં નવરાશ નથી!** આ પોતાની પ્રેમી પત્ની પ્રત્યે, પતિના મુખમાંથી નીકળેલું કેવું તિરસ્કાર ભરેલું વાક્ય! ત્યારે શું તારી વ્હાલી વહુનો અંતકાળ પાસે આવશે તે સમયે નવરાશ આવવાની હતી?! ઘણું કરીને સ્ત્રીવર્ગને સૂવાવડમાંથી રોગ લાગુ થાય છે, તેવે સમયે જો બહુજ કાળજી રખાઇ હોય તો જેટલે દરજ્જે હાલમાં ઉછરતી વયની સ્ત્રીઓના મૃત્યુ થાય છે તેથી બિલકુલ ઓછા થયા વગર રહે નહિં. દ્વેષી સાસુઓ કે નીચ નણુદો ઘણીવાર લોભ કે બીજા કેટલાંક આગળ પાછળના અયોગ્ય કારણોને લઇને ખાન પાનાદિકમાં ગડબડ કરી દે છે એટલુંજ નહિં; પરંતુ જેવી રીતે જોઇએ તેવી રીતની સારવાર થતી નથી.

આવી રીતે ઘણા લોભી સસરાઓ અને ઘણી અદેખી સાસુઓ તથા નણુદો પોતાના પુત્રની કે ભાઇની વહુઓને ઓછો ત્રાસ ઉપજાવતાં નથી. ધર્મનું અતિ મ્હોટું બંધન છતાં પણ આ-ધર્મ કરનારા આ આર્યખંડમાં લગભગ ઉભરાઇ જવા લાગ્યા છે એ જોઇને સ્વદેશ પ્રેમી જનો નિરંતર પરિતાપ પામે છે! પણ શું કરે?! બંધની સંખ્યા વધારે અને દોરનારની સંખ્યા મૂઠી-ભર! હાય! હિન્દની અબળાઓના—અરે, ભૂલું છું! વીરાંગના-ઓના આ કેવા હાલ! પ્રાચીન કાળની સ્ત્રીઓનું ક્યાં શૌર્ય! અને આજની સ્ત્રીઓની ક્યાં અબળતા! જેનું શરીર પાંડુ વર્ણથી છવાઈ રહેલું હોય તે નાજુક બાંધાની અને સૌંદર્યવાળી કહેવાય! હતૂભાગ્ય હિન્દના! આ કેવી અયોગ્ય પરીક્ષા! રોગમાં રીબાતી સ્ત્રીઓનું રક્ષણ કરવાને બદલે આતો ઉલટું ભક્ષણ થાય છે.

બાળકોના સંબંધમાં પણ કેટલુંક બોલવું અવશ્યનું છે. જો કે માતૃ પ્યાર જેવો કોઇનો પ્યાર બાળકો પ્રત્યે હોય એમ મનાતુ નથી, તોપણ કેટલીક આળસુ સ્ત્રીઓ કહેવાતા લાડ શિવાય બાળકોની માનસિક તથા શારીરિક સંપત્તિ પ્રબળ કરવા માટે જોઇતો શ્રમ કરી શકતી નથી. કેટલીક નિયમોથી અજાણુ હોય છે તો કેટલીક આળસુ હોયછે. આ બે કારણોથી બાળકોના અવયવો તથા બુદ્ધિના પરમાણુ જેવી રીતે સ્વભાવિક વૃદ્ધિને પામવા જોઇએ તેવી રીતે બની શકતું નથી. ઘણા બાળકો માતાનો સ્વાદવશ સ્વભાવ હોવાથી તેનું દૂધ પીને અનેક તરેહના રોગને તાબે થઇ વૃદ્ધિ પામવાના વખતમાંજ તવાતા જાય છે. કોઇને ઝાડો, કોઇને ઉલટી, કોઇને અજીર્ણ, જ્વર કે ઉધ્રસ—ઈત્યાદિ દરદો લાગુ પડે છે; એટલુંજ નહિં, પરંતુ તેવાં દરદોથી મૃત્યુને વશ થવાય છે; ને કદાચ જીવે છે તો શરીરનો બાંધો ઘણોજ નબળો રહેછે.

રોગ વધારવાનાં કારણોમાં એક સબળ કારણ તો આ છે કે આપણામાંનાં કેટલાકની માનસિક દૃઢતા વહી જવાથી તેઓ, સારા વૈદ્ય કે ડાકટરની પાસે રોગ નિવારવા અર્થે જવા છતાં જોઇએ તેટલા દિવસો સુધી ધીરજ ધરીને દવા કરતા નથી. બહુ ત્યારે પાંચ સાત કે તેથી થોડા વધારે દિવસો સુધી દુઃખે કરીને દૃઢતા રાખે છે, જો એટલા દિવસોમાં કાંઇક ફેરફાર થતો જોવામાં આવે છે તો વખતે વળગી રહે છે, નહિં તો એકદમ પાછા ઝાડે ઝાંખરે બાઝવા દોડે છે અથવા દવા કરવાનો વિચાર માંડી વાળે છે. આથી થાય છે શું કે દરદ ઘટવાને બદલે ઉલટું વધવાના સંજોગોની વચ્ચે આવી પડે છે! એ તો ખુલ્લું છે કે કેટલાક કામમાં ધીરજ રાખવાની જરૂર હોય છે. અમુક કામો એવાં હોય છે કે પ્રારંભમાં તેના પરિણામની મુદ્દલ ખબર પડતી નથી. કામની સારાસારતાનો વિચાર કર્યો એટલે બસ છે. દરદને માટે પણ એવોજ નિયમ લાગુ પડે છે. કેટલાક દરદો એવાં હોય છે કે અ-

મુક દિવસો સુધી તો દવાની અસર પણ જણાતી નથી. સારા વૈદ્ય કે સારા ડાકટરની દવા, સમજીને યોજવા છતાં જ્યારે અસર કરતી નથી, ત્યારે એમ સમજવાનું છે કે દરદનું મૂળ ઉંડું હોવાથીજ દવાની અસર પહોંચી શકતી નથી માટે હજી વધારે વખત દવા લેવાની જરૂર છે. બહુ વાર એવું બને છે કે જ્યાં દરદને દવાની અસર પહોંચવાનો સમય પાસે આવે છે ત્યાં દરદીની આસ્થા ઓછી થતી જતી હોવાથી તે નિયમસર આવતો નથી અથવા દવા લેવાનું મુલ્તવી રાખે છે.

**આપણા દેશમાં પ્રસરેલો જમણવારનો જબરો કુચાલ પણ રોગ વધારવામાં સહાયભૂત છે.** " હમણાં જમણવાર ચાલે છે માટે તે વીત્યા પછી દવા કરશું " આવી રીતે બોલતાં ઘણાંને સાંભળ્યા છે. સુધરેલા દેશોમાં આમ બોલનારાની કેવી હાંસી થાય એ એક રીતે વિચારવા જેવું છે. કેટલાક સ્નેહ–સંબંધમાં સીંકળાએલા હોય છે તો કેટલાક ઉત્તમ પકવાનો આરોગવાના રસીયા હોય છે ! રોગતો એની અવધિયે જવાનો હશે તો જશે પણ કાંઇ ફરી ફરીને જમવાનું આવનાર છે ? આર્ય શાખાના પામર પુત્રોના આવા વિચારો સાંભળીને સ્વદેશ હિતેચ્છુના અંતઃકરણ તો ભેદાઇ જાય એમાં કશો શક નથી. માત્ર જમવાના લોભમાં, થતા રોગને અટકાવનારા ઉપાય કરવાનું મુલ્તવી રાખવું અને સ્વાદવશ થઇને કુપથ્યથી ઉલટું તેને ઉત્તેજન આપવું એવો ન્યાય કયાંથી શિખાયો હશે ! કેટલાક લોકોના વિચારો તો વળી આથી પણ વધારે ભૂલ ભરેલા હોય છે. એક બાઇને આખે શરીરે સોજા આવ્યા હતા અને તે મટાડવા અર્થે દવા પણ કરતી હતી. દવાની અસરથી સોજા ઘણે દરજ્જે મટયા તો ખરા, પણ ડાકટરનો મત એવો પડયો કે હજી નિર્મૂળ નથી થયા માટે, થોડા દિવસ સુધી દવા લેવાની જરૂર છે. બાઇએ પણ એ ભલામણ માન્ય કરી અને એકાદ બે દિવસ દવા લેવાનું આ-

ગળ ચલાવ્યું, પણ પછી પોતાની જ્ઞાતિમાં તરતજ જમણવારના પાંચ સાત દિવસો આવી પડયા એટલે તેનો ઉપભોગ લેવામાં દ-વાને બિલકુલ છોડી દીધી ! જમણવાર જમી રહી કે એકદમ ખાટલા વશ થઈ અને માંદગી એટલી બધી વધી કે પાછી તે જીવવાને ઉઠીજ નહિં ! આ તો એક નજરે જોયલું ઉદાહરણ જાણી અત્રે ટાંકી બતાવ્યું છે, પરંતુ આપણા દેશમાં એવાં મા-ણુસોની સંખ્યા તો પાર વિનાની છે. આ દ્દષ્ટાંત જેવું દ્દષ્ટિએ પડયું તેજ સમયે મારા અંતઃકરણમાં અત્યંત ખેદ થયો હતો અને એનાજ સંબંધમાં ઉભરો નહિં શમવાથી જે બે શિખરિણી મેં જોડી કાઢયા હતા તે આ ઠેકાણે સ્મરણમાં લેવા યોગ્ય ધારી લખું છું:—

## શિખરિણી.

હતા કેવા સોજા, ગરજ પણ કેવી મન હતી;
મટાડો મારૂં આ, દરદ, મુખ એવું ઉચરતી;
નહીં ભૂલું ભારી; ગુણ તમતણો અંતર થકી;
તમે જાણે ભાઈ, અવર ન સગો બાંધવ નકી.
કૃપાથી તે વૈદ્યે, ભગિનિ સમજી ઔષધ કર્યું;
મટાડયા એ સોજા, પણ જમણમાં ધ્યાનજ ધર્યું;
દવા નાખી છોડી. કુપથ જઈ માંદી ઝટ પડી;
થઇ દુઃખી અંતે, વિપ નહિ જવાથી બહુ રડી.

માનસિક દ્દઢતા વગરના માણસો આવીજ દુર્દશાને પામે છે. બહુવાર એવું જોવામાં આવે છે કે, કેટલાએક બુદ્ધિના શત્રુરૂપ પોતાનું ડહાપણ ડોળીને પોતાની મેળેજ દુઃખી થાય છે. તેઓ કિનારે આવલા નાવને પોતાનામાં માત્ર ધીરજની ખામી હોવાથી તત્કાળ ડુબાવી દે છે. " જાતે મૂર્ખમા શિરોમણિ હોય પણ ડોળ તો મહાન પંડિતના સરખો રાખે !" એ જાણીતા વાકય પ્રમાણે બોલનારા ઘણા, પણ તે પ્રમાણે વર્તનારા બહુજ થોડા હોય છે.

જ્યારે પોતે નિયમસર વર્તવું નહિં અને પોતાના અવર બાંધવોને વર્તાવવા નહિં ત્યારે મિથ્યા બોલવું શામાટે? જે કહેવા પ્રમાણે કરતો નથી તેની ગણના તુચ્છ પંક્તિમાં થઈ જાય છે.

∴ પ્રારબ્ધવાદીઓ (નશીબને માનનારા) તો વળી પોતાને સુબુદ્ધિના સાગરરૂપજ માને છે. તેઓના વિચારો તો જાણે કેમ સૌથી શ્રેષ્ટતા ભોગવવાને લાયકનાજ બન્યા હોય! "નશીબમાં મટવાનું લખ્યું હશે તો એની મેળે મટશે." "વિધિના લેખને મિથ્યા કરવામાં કોણ સમર્થ છે?" ઇત્યાદિ નિર્માલ્ય વાક્યો વદીને જેમ પોતે ઉપાય કરતા નથી તેમ બીજાને કરવા પણ દેતા નથી. જનમંડળ (Society) માં આવા લોકો કેવળ કંટકરૂપ છે. તેઓ લાભ કરવાને બદલે હાનિ વધારે કરે છે. **એક નામીચો વિદ્વાન કહે છે કેઃ—**

**ભવિષ્ય તરફ ટીકી ટીકીને જોનારા આળસુ અને એકલપેટા હોય છે. તેઓ સોનાની થાળીમાં લોઢાની મેખ મારવાનું કામ કરે છે. તેઓને સાર્વજનિક કામમાં આડે આવવાનું આમંત્રણ કરવુ પડતું નથી. તેઓ બહુરૂપી હોવાથી વારંવાર જૂદે જૂદે રૂપે દેખાવ દે છે. તેઓ સંસારસાગરના પડદા પાછળ રહીને એકાદ શબ્દ બોલી હજારોનું ભૂંડું કરી નાંખે છે. તેઓ ઇર્ષાદેવીના ભક્ત છતાં ભલાઇનો વેષ ભજવનારા હોય છે.**

પ્રારબ્ધવાદીઓને ઉપરના વિશેષણો સચોટ લાગુ પડે છે. તેઓ પોતાના મતનું મંડન કરવામાં પ્રારબ્ધ, દૈવ કે ભાવિ શિવાય બીજી કોઇપણ જાતની દલીલ (argument) મંડળની વચ્ચે રજુ કરી શકતા નથી. કેટલાક ભોળા મનનાં માણસો, પ્રારબ્ધ, દૈવ કે ભાવિનું નામ પડતાંજ થરથર કંપે છે. તેઓ એ વાતને ખોટી કહેવામાં મ્હોટું પાપ સમજે છે અને તેથીજ ખરી માની લે છે—એ આપણા દેશનું દુર્ભાગ્ય છે. દરેક વિષયમાં દૈવને

દોષ દેવો અને માત્ર એટલું સમજીનેજ સંતોષ માની લેવો એ ઘણું ધિક્કારવા લાયક છે. આપણામાં ઇર્ષ્યા, દંભ, આળસ-ઇત્યાદિ દુર્ગુણોનો પ્રવેશ થવાનાં કારણોમાં જોવા જઇએ તો 'પ્રારબ્ધવાદ' મુખ્ય કારણ હોય એમ જણાય છે. રોગ વધવાનાં કારણોમાં 'પ્રારબ્ધવાદ' પ્રધાનતાને પામ્યો છે એમ સમજાવવા માટે મારો પ્રયત્ન નિષ્ફળ નથી; કેમકે પ્રથમની દલીલો સાચી હોવાથી જન મંડળમાં ખરી મનાવી જોઇએ. પ્રારબ્ધને બદલે ભૂલ શબ્દ વપરાતો હોય તો હજી સુધારવાની કે સુધરવાની બારી પણ મળી આવે, પરંતુ જેનો કાંઇ ઉપાય નહિં એવા અર્થને સમજાવનારો પ્રારબ્ધ શબ્દ જ્યાં દરેક વિષયમાં વારંવાર વપરાતો હોય ત્યાં દેશોન્નતિની આશા રાખવી કે રખાવવી એ કેવળ વ્યર્થ છે. પ્રારબ્ધ શબ્દ એક રીતે એવો તો રૂક્ષ અને આધાર રહિત છે કે જેનું ફળ કાંઇજ નહિં. આહા! આવો પ્રારબ્ધ શબ્દ હાર્યા પછી સંતોષ પામવા માટે રચાયો તો ખરો, પરંતુ એ શબ્દે જે જે હાનિ કરી છે તે અંતઃકરણમાંથી કોઇ પણ પ્રકારે વિસરી જવાય તેવી નથી.

કારણ વિના ઝાડનું એક પાંદડું પણ હાલતું નથી. પાંદડું હાલવાનું કારણ પવન છે એમ આપણે સારી પેઠે જાણીએ છીએ. રોગ ઉત્પન્ન થવાનાં જેમ કારણો છે તેમ તે વધવાનાં પણ છે. નશીબને કારણરૂપે આગળ કરી જે માણસ પોતાને નિરૂપાય માને, તે પૃથ્વીને ભારરૂપ હોઇને પોતાનું પામરપણું પ્રસિદ્ધ કર્યા શિવાય બીજું વધારે કશું કરી શકતો નથી. પ્રસિધ્ધ વીર **નેપોલિયન** બોનાપાર્ટે અશકય (impossible) શબ્દને પોતાના અંતઃકરણમાંથી બિલકુલ રજા આપી હતી અને કેવળ પ્રયત્નનેજ ઉન્નતિમાં પ્રધાનરૂપ માન્યો હતો. આમ માનવું એ એક રીતે ઘણુંજ સારૂં છે. ઇતિહાસના પૃષ્ટો ઉથલાવતાં આપણને માલુમ પડે છે કે વીર **નેપોલિયને** પોતાના આવા દૃઢ ઠરાવથી આખા યૂરોપને

એક સમયે કેવું કપાવ્યુ હતું! કંપાવે એમાં આશ્ચર્ય પામવા જેવું પણ શું? કારણ કે પ્રયત્નજ જયને આપનારો છે, પ્રારબ્ધ તો હારને પમાડનારૂં હોવાથી એનું નામ પણ લેવું જોઇતું નથી. **વ્યાકરણના** નિયમ પ્રમાણે પણ પ્રયત્ન પુરૂષ અને પ્રારબ્ધ નપુંસકરૂપે છે. રોગ ન થાય તેને માટે પ્રયત્ન ન કરીએ તો રોગ તો થયા વિના રહેશે નહિં અને રોગ થયાપછી તેને અટકાવવા માટે પ્રયત્ન ન કરીએ તો રોગ વધ્યા વિના રહેશે નહિં; કેમકે સૃષ્ટિના એ સાધારણ નિયમ છે. **એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે—**

A stich in time saves nine.

**ભાવાર્થ**—"એક ટાંકો નવ ટાંકાની મહેનત બચાવે છે."

આ સાદી કહેવત કેવી ઉપયોગી છે! જો આપણામાં કાંઇ પણ વિચાર કરવાની શક્તિ હોય તો આપણે અવશ્ય સમજી શકીએ. રોગનું પણ એમજ છે. એક **નાની સરખી ફોલ્લી ભયંકર રોગોની માતા છે.** જ્યાં એકદમ ઉપાય કરવાની જરૂર છે ત્યાં પ્રારબ્ધને આગળ કરીને પાયમાલ થવાનું એવું તે સબળ કારણ શું છે. તે બિલકુલ સમજી શકાતું નથી.

ભૂત—પ્રેતાદિકના વ્હેમમાં ખોટી રીતે હોમાએલાં લોકોની દુર્દશાના દાખલાઓ આપવા બેસીએ તો આ વિષય ધારવા કરતાં વધારે મ્હોટો થઇ જવાનો સંભવ છે. કારણ કે જેમ પ્રારબ્ધ વાદીઓનો આપણા દેશમાં ટોટો નથી તેમ એવા લોકોની સંખ્યાનો જમાવ પણ ઘણો છે. ગામડામાં તો કોઇકજ એ વ્હેમમાંથી મુક્ત થઈ શકે છે. પ્રવાસીને ઘણીવાર ડાકલાનો કઠોર અવાજ કાને પડતો હશે. બાળકને, સ્ત્રીને કે પોતાને કંઇ પણ રોગ થાય છે ત્યારે તેઓ, ભૂત—પ્રેતાદિક, ગ્રૈહ, પિતૃ, કે દેવીના કોપ શિવાયનું બીજું એકે કારણ માનતા હોય એવું જણાતું નથી. કોઇ ધૃજે છે, કોઇ નાચેછે, કોઇ ગબડગંડુ ગાય છે, કોઈ હસેછે, કોઇ રૂએ છે, કોઈ ભવિષ્ય પારખવાના ડોળમાં પડે છે તો કોઈ

ફલાણુ કરાવો તો હું જાઉં એમ કહે છે. આવી વેળાએ જોશી મહારાજનું, બાવાનું, ભૂદેવનું, ડોસા ડગરાનું કે ફકીર ફકરાનું વધારે ચાલે છે. દરેક માણસ રોગ મટાડવા માટે આતુર હોય એ તો જાણે સ્વાભાવિક છે, એટલે કોઇ માણસ જેમ કહે તેમ કર્યે જાય છે. કોઇ કહેશે કે મંત્ર જપાવો, કોઈ કહેશે કે બળીદાન મૂકો, કોઈ કહેશે કે નૈવેદ કરો, કોઈ કહેશે કે ફલાણાની નડતર છે માટે તેની દેરી ચણાવો અને કોઇ કહેશે કે બાધા રાખો અથવા માનતા કરો !!! ઇત્યાદિ અનેક રીતે જેમ જેને ફાવ્યું તેમ તે બતાવે છે; પણ કોઇ એમ નથી કહેતું કે આ રોગ છે માટે તેનો જલદીથી ઉપાય કરો ! જે માણસને ખરો અનુભવ હશે તે તો આ વાતને એકદમ કબુલ કરશે; કારણ કે ગામડામાં આવી ક્રિયાઓ તો બહુજ સાધારણ હોય છે. સુધરેલા શેહેરમાં પણ કોઈ ઠેકાણે આવા બનાવો બને છે એ વળી વધારે દુઃખકારક વાર્ત્તા છે. તળ જામનગરમાં એક પ્રસિધ્ધ કુટુંબમાંનો ૨૦ વર્ષનો જુવાન દિવાનો થયો. આસપાસના સંબંધી લોકોએ ઘણા ફકીર ફકરા તેમજ જોગી જતીને લાવવા માંડયા, અને તેઓ જેમ કહે તેમ કરતા આવ્યા, પરંતુ ઉન્માદ ( ઘેલછા ) તો રંચ જેટલી પણ ઓછી થઇ નહિં. આવનારા લોકોએ લાત લપડાક મારીને તેમજ વારંવાર તેના કાન ઉમરડીને તે બિચારાને બહુ બહુ દુઃખ દીધું; તથાપિ રોગ તો જેવો હતો તેવોને તેવોજ રહ્યો. ઉત્તરોત્તર તેના શરીરનું બળ ઘટવા લાગ્યું અને માત્ર અસ્થિ ( હાડકાં ) રહ્યાં. કુટુમ્બમાં એકાદ બે સમજુ માણુસ હતા તેણે ઘણું કહ્યું, પણ માન્યુ નહિં. અંતે એક ડાહ્યા વૈદે સારક દવાનો તથા પથપાનનો ઉપયોગ કરાવ્યો હતો એટલે જામલા મળ એકદમ નીકળી જવાથી તે જુવાન માણુસ ક્રમે કરીને મૂળ સ્થિતિમાં આવી પહોંચ્યો હતો. અફસોસ! કહેવાતા મ્હોટા માણુસોમાં પણ આવા વ્હેમો જોવામાં આવે છે એ અત્યંત શોચનીય છે.

ક્રૂર કલેજાવાળા માણસોમાં દયાનો અંશ હોતો નથી. તેઓ ગમે તેમ કરીને જશનો જબરો ગાંસડો બાંધવા માગે છે. વર્ત્તમાન પત્ર દ્વારા આપણે જાણી લીધું છે કે એક ગામડામાં ધૂણતી એક બૈરીનાં શરીરમાંથી ભૂત કાઢવા જતાં તે બિચારીના પંચ મહાભૂતને ગામડાના ભૂતોએ બિલકુલ જૂદાં કરી દીધાં હતાં!

વ્હેમને નામે આવી રીતે કાળો કેર વર્તાવનારાની સંખ્યાની આવા સુધરેલા જમાનામાં હજી હયાતિ જાણી આપણું ચિત્ત વિંધાઇ જાય છે. એ લોકો કેવળ હત્યારાજ હોય છે. કોઇ સમજુ જો તેઓને ઔષધ કરાવવાની ભલામણ કરે છે તો તેઓ ઉલટા તે વાતને હસી કાઢે છે, એટલુંજ નહિં, પણ કહેનારને મૂર્ખ ગણે છે. **હિસ્ટિરિયા** કે જેને આપણામાં ઉન્માદનો એક ભેદ ગણ્યો છે તેને ભૂતને નામે ઓળખી અજ્ઞાન લોકોએ પોતાની, પોતાના કુટુમ્બની અને પરાયાની પાયમાલી કરી છે એ કયા સમજુથી અજાણ્યું છે? એક જીવતા માણસના મોં આગળ ગરચાં જેવી ઉગ્ર વસ્તુની ભૂકી સળગાવી તેને પરાણે ગુંગળાવી અથવા લાત લપડાક મારી કે તેના બાલ ખેંચી બલાત્કારે બોલાવવાનો પ્રયત્ન કરવો એ કેવો ત્રાસજનક ચાલ છે! છેક પ્રાચીન કાળમાં આવા કુચાલોની બિલકુલ હયાતિ નહોતી આસ્થા ફલિત થવા માટે કે શુદ્ધતા અર્થે હોમ હવન કરતા ખરા, પરંતુ આવી તરેહના જુલમી ઢોંગઢોંગ બિલકુલ નહોતા. ખોટી રીતે અણગમો દેખાડનારી રૂઢિઓ તો મધ્યકાળમાંજ જન્મ પામી છે, ને તેનો પવન હજી જોસમાંજ ફેલાતો રહ્યો છે. પ્રાચીન ઇતિહાસોનું અવલોકન કરવાથી સ્પષ્ટ દેખાઈ આવે છે કે તે સમયે **પ્રવૃત્તિ** પ્રધાનપણાને પામી હતી; અને એવાજ કેટલાક સબળ કારણોથી દેવાર્ચનાદિકની અભિવૃદ્ધિ થઇ હતી. લોકોમાંથી જેમ જેમ કાળે કરીને ઉત્તમ વિચારો કરવાની શક્તિ જતી ગઇ અને તેઓના હૃદયમાં અજ્ઞાનતાના પરમાણુઓ જેમ જેમ જામતા ગયા તેમ તેમ આવી

અનર્થ કારક ખરાબીઓ આપણી આ પૂજ્ય આર્ય–ભૂમિમાં પ્રસરતી ગઇ. વ્હેમને નામે આપણી આ પવિત્ર ભૂમિમાં ધૂર્ત તેમજ ભોળા લોકોના ભમાવવાથી નિર્દોષ તથા અજ્ઞાન માણસો અયોગ્ય રૂઢિરૂપ ખડ્ગના ઘાવમાં કેટલા મ્હોટા જથામાં રેંહેસાઈ જતાં હશે એનો વિચાર જ્યાં આપણે કરીએ છીએ કે તરતંજ આપણાં શરીરમાં કંપારી આવ્યા વગર રહેતી નથી. જીવતાં માણસોના મોં આગળ મરચાં જેવી ખરાબ વસ્તુનો ધૂપ કરવો અને તે બિચારાને પરાણે ગુંગળાવીને બોલાવવો, એ સાંભળતાં-જ આપણું હૃદય ધડકે છે! આતો અગાઉના ઠગ લોકના ફાંસાથી પણ વધારે ખરાબ છે!

'માણસ જોઇને માણસ થવાય છે.' એ આપણામાં ચાલતી કહેવતમાં કેવો ગંભીર અર્થ સમાયલો છે. બહુવાર પોતે અનુભવ કરે છે કે મરચાંના ધૂપથી કે મારવાથી લાભને બદલે હાનિ વધારે છે, તોપણ તેઓ એજ વિચારને વળગી રહે અને જુસ્સામાં આવીને કોઈનું પણ ન માને, એ કેવી અજ્ઞાનતા! કેવી નિર્દયતા!! કેવી જડતા!!! ધૂળ પડી એવા લોકોનાં જીવિતમાં! એકજ કામમાં માણસની હાર જોયા છતાં બીજાએ તેજ કામમાં, તેજ ક્રિયામાં, તેજ વિચારમાં અને તેજ ઉડા કૂવામાં શા માટે પડવું જોઇએ? શું અસ્તકાળજ આપણને એમ શીખવે છે કે શું આપણું કાળજું અજ્ઞાનતાથી કોરાતું જાય છે! છે શું, તે બિલકુલ સમજી શકાતું નથી. અસ્તકાળ હોય તો હાલમાં કેટલાક કહે છે કે સમય સુધરતો જાય છે એ અનુમાન ખોટું પડવું જોઇએ. આ બેમાં કોણ ભૂલ કરે છે એનો એક રીતે નિર્ણય થવાની સંપૂર્ણ જરૂર છે.

અનેક પ્રકારનાં વ્રત કરવાથી પણ કેટલાએક રોગની અભિવૃધ્ધિ થાય છે. જો કે વિચારશીળ વિદ્વાનો ઋતુના નિયમ પ્રમાણે યોજેલાં થોડાંક વ્રતને સકારણ માને છે, તથાપિ જેટલાં વ્રત આ-દેશમાં ચાલે છે તે તમામ સકારણ છે એમ તો કહી શકાતું નથી.

ઘણાખરા વ્રત તો એવાં છે કે તેથી અસંખ્ય રોગોને ઉત્તેજન મળે છે. શ્રી સાતમ જેવાં સુપર્વમાં ટાઢું ખાવાની રૂઢિ પડી ગઈ છે તે શું શાસ્ત્રાનુકૂળ હશે! જે વ્રતથી કોલેરા સરખા ભયકર રોગોને ઉત્તેજન મળે તે વ્રત શા કામનું? મને તો એમ લાગે છે કે વૈરાંઓએ પણ કેટલાંક વ્રતને પોતાના અંતઃકરણમાંથી ઉપજાવી કહાડેલ છે. દરેક સંપ્રદાયમાં પણ વ્રતની ગોઠવણ જૂદી જૂદી છે. એક સંપ્રદાયમાં જે દિવસે ઉપવાસ કરવાનું કહેલું હોય છે તો બીજા સંપ્રદાયમાં તેજ દિવસે જમવાની આજ્ઞા હોય છે. જો ઋતુના નિયમ પ્રમાણેજ બધાં વ્રતની યોજના ઘડાઇ હોય તો આવી રીતે વિરૂદ્ધતા નહિં આવવી જોઇએ. બહુ ધર્મ ચુસ્ત સ્ત્રી પુરૂષો ભલે રોગની જાળમાં સંપૂર્ણ ફસેલા હોય તોપણ વ્રત કરવાનો દુરાગ્રહ છોડી શકતા નથી; આ તેઓની મૂર્ખતા છે. ઘણાં લોકોમાં એક એવી કહેવત પ્રસરી છે કે ભૂખ ત્યાં દુઃખ શાનું, વાત ખરી છે. વધારે ખાવા કરતાં ભૂખ વેઠવી સારી છે ખરી? પરંતુ એ નિયમ સર્વ જનસમૂહને એક સરખી રીતે લાગુ થઇ શકતો નથી; કેમકે દરેકની પ્રકૃતિ એકજ તરેહની હોતી નથી. કોઇ કોઇ તો એવા ભૂખાળવા હોય છે કે, જો જમવાનો વખત વીતી જાય તો તેનું શરીર એકદમ તપી આવે છે અને પિત્તો ઉછળે છે. વૈદ્ય વિદ્યાના નિયમ પ્રમાણે કહીએ તો ભૂખને મારવી એવું કોઇ પણ ઠેકાણે લખેલું નથી. ક્ષુધા લાગી હોય અને વ્રત કર્યા વગર ચાલે નહિં, એમ સમજીને વ્રત કરવું એ ધોરણ બિલકુલ વખાણવા જેવું હોય એવું મારૂં પોતાનું માનવું જેમ નથી તેમ બીજાં શાણા જનોનું માનવું પણ નહિં હોય. જો કે મારે એટલું તો કબૂલ કરવું જોઇએ કે, અજીર્ણ થયું હોય કે જ્વર આવ્યો હોય તો સાવ અથવા સહન થઈ શકે એવો ઉપવાસ કરવાથી તેનો દોષ બળી જાય છે, તથાપિ કારણ વગર કેવળ અંધ પરંપરાને વળગી રહીને મફતની દોર લાંઘણ કરવી એતો દેખીતુંજ અવળું

છે. ભૂખ સહન થાઓ વા નહિં થાઓ, પણ વ્રત છે, માટે કર્યા વગર ચાલે નહિં એવો જે વિચાર આપણા દેશમાં પ્રસરી ગયો છે; તે એકંદર બહુજ હાનિકારક છે. ભૂખ સહન થાય વા નહિ થાય એનો આધાર ઘણું કરીને ટેવ ઉપર છે, શરીરને જેવી ટેવ પાડીએ એવી પડે. મેં ઘણા એવાં લોકોને જોયાં છે કે, જો જરા જમવાનું મોડું થાય તો તેઓ ધુંવાં પુંવા કરી મૂકે છે. આવી ટેવ વાળા તો વ્રત કરી શકે નહિંજ. જે વ્રત કરનારાં છે તે જૂદાજ છે. ઘણું કરીને ધર્મ ચુસ્ત માણસોજ વ્રત કરે છે, જેમાં મરદો કરતાં બૈરાંઓની સંખ્યા વધારે હોય છે. વલ્લભ સંપ્રદાય વાળા દર પક્ષે અગિયારસને દિવસે જમતા નથી. આ વાત સર્વત્ર પ્રસિધ્ધ છે. સદ્‌વૈદ્યો પણ આ વ્રતની યોજનાને પસંદ કરે છે. જેમ દરિયામાં ભરતી ઓટ થાય છે, તેમ શરીરમાં પણ દર પખવાડિયે રસની ભરતી થાય છે. આવે સમયે જો એકાદ ઉપવાસ ખેંચી કાઢયો હોય તો રસની વૃધ્ધિ અટકી જાયછે. દર અગિયારસે જો બની શકે તોજ ઉપવાસ કરવો, નહિં તો દૂધ પીને ચલાવી લેવું. પેશાબમાં ઉપવાસની ગરમી ન જણાય અને બધી રીતિયે સ્વસ્થ રહેવાય તે માટે સાકરનું પાણી પીવું વા દાડિમાદિક ફળનો ઉપયોગ કરવો એજ સારૂં છે. આવાં વ્રતમાં ફલાહાર કરવાનીજ આજ્ઞા છે, જે વાત કોઇથી અજાણી નથી. આમ છતાં અગિયારસને દિવસે એવી રીતે વર્તેછેજ કોણ? આ દિવસે ઉપવાસ તો કોઇકજ કરે છે, બાકીના ઘણાખરા તો શીરો, પૂરી, બાસુંદી, ખજુર, ભોયશીંગ, કેળાં ઇત્યાદિ જે જેનાં મનમાં આવ્યું તે પેટ ભરતાં સુધી ખાય છે. વાહ વ્રત વાહ! આના કરતાં અનાહાર શું ખરાબ છે? આને તે ફલાહાર કહેવો કે ગુરૂ આહાર કહેવો? આમ કરવાથી તો વ્રત કરવાના હેતુને ઉલટો ધક્કો લાગે છે. બાસુંદી, શીરો, કેળાં, કે ખજૂર જેવા ભારે પદાર્થો પચેજ શી રીતે? જો માત્ર સ્વાદને માટેજ વ્રત થતાં હોય તો એવાં વ્રત નહિં કરવાં એ વધારે શ્રેયસ્કર છે. રોગી માણસે તો વ્રત કરવાની

વધારે કાળજી નહિં રાખવી એજ સારૂં છે; કેમકે વ્રત કરવાથી વખતે દરદને વધવાનો રસ્તો મળે છે. ઘણા દોઢડાહ્યા દરદીએ પોતાની મેળેજ આવે વખતે ઓડનું ચોડ કરી નાંખે છે અને ડાક્ટર કે વૈદનું બિલકુલ માનતા નથી એ કેવું દિલગીરી ભરેલું છે! વધારે વખત ઉપવાસી રહેવું અથવા વધારે જમવું એ બન્ને વાત જ્યારે તન્દુરસ્તને માટે પણ વિરૂદ્ધ છે, તો દરદીને માટે તો તે કેમ નહિં હોવી જોઇએ! જે સદા આરોગ્યતાનું સુખ ભોગવતા આવે છે, તેવા માણસને માટે જેમ વ્રત નથી, તેમ દરદીને માટે પણ નથી. જો આરોગ્ય વ્રત કરવામાં પ્રવૃત થાય તો ટેવ નહિ હોવાથી તે ઉલટો માંદો પડે છે અને દરદીએ તો તેના ડાકટર કે વૈદની ભલામણ પ્રમાણેજ ચાલવાનું છે, એટલે તેને વ્રત કરવાની જરૂર છે કે નહિં, તે વિષે તો તેનો ડાકટર કે વૈદજ કહી શકશે; પણ જે ધર્માસ્તિક લોકો કારણ સમજ્યા વગર એવોજ આગ્રહ પકડીને બેઠેલાં છે કે, ગમે તે થાઓ, પણ વ્રત તો કરવુંજ જોઇએ તેવાને કહેવા માટે તો મારી પાસે પૂરતા શબ્દો નથી; એતો જ્યારે એ દુરાગ્રહથી વધુ માંદાં થાય યા મરણ પામે ત્યારેજ માને.

ઘણાં દરદીઓ ખાટલે પડયા પડયા સડયા કરે છે. તેઓમાંથી કોઇ જો ત્યાંને ત્યાં મરી ઠરી જાય તોપણ તેનું બિછાનુ બદલવામાં આવતું નથી. જે ફાટી તૂટી ગોદડી પાથરેલી હોય છે તે, તેના ચૂંથેચૂંથા થતાં સુધી પાથરવામાં આવે છે. કમનશીબ દરદી એક અંધારી ઓરડીમાં પથારી વશ પડયો હોય, પણ તેનુ શું થયું અને શું થાય છે તેની દરકાર કર્યા વગર નિશ્ચિંત થઇને રરનારાં તેનાંજ કુટમ્બનાં અસંખ્ય માણસોને મેં મારી નજરથી જોયા છે. આવો દુઃખજનક પ્રકાર કેમ બને છે એ જાણવાની આપણને કશી જરૂર નથી. હમેશાં જગત્ સ્વાર્થ વશ જણાયુ છે. જોકે આવી ધિક્કારવા યોગ્ય અંધતા તો માણસનેજ સોંપાએલી છે. પશુ-પક્ષીઓ પણ પરસ્પરના દુઃખમાં ભાગ લેતાં હોય

એવું આપણી નજરે પડે છે, પરંતુ માણસ, કે જે પોતાની ફરજનો ફાંકો રાખે છે તેનામાંજ આવી ક્રૂરતા જોવામાં આવે ત્યા પછી શી બાકી રહે! ઘણું સંબંધીઓ ધનપૂજક હોય છે. જો કુટુમ્બમાંનો કોઈ પાંચ પૈસે સુખી હોય અને તે માંદો પડ્યો હોય તો તેની ચાકરી કરે છે, પણ તેમ ન હોય તો મેં કહી એવીજ તેની હાલત થાય છે. મને નવાઈ જેવું લાગે છે કે માણસનું હૃદય આવું કઠોર કેમ થતું હશે?! જ્યારે પોતાનાં સગાં સ્નેહીની સારવાર કરવામાં ન આવે ત્યારે તે બીજાની તો કેમજ કરે? શેખસાદી એક ઠેકાણે કહી ગયો છે કેઃ—

**તમામ માણસો એકજ બાંધાના ભાગો છે, કેમકે પ્રથમ તો સઘળાઓ એકજ બીમાંથી ઉત્પન્ન થયાં હતાં. જ્યારે દૈવયોગે એક અવયવને દુઃખ થાય છે ત્યારે બીજા અવયવો પણ બેચેન થઇ જાય છે. જો બીજાના દુઃખ માટે તેને લાગ . થતી ન હોય તો તેને આપણા બાળકો તરીકેનું ન . છાજતું નથી; કારણકે પ્રભુના સઘળાં પ્રાણીઓને ચ હવા તે પ્રભુને પોતાને ચાહવાની બરોબર છે.**

ઉચ્ચ બુદ્ધિવાળા પુરૂષોના વિચારો તો આવા છે; પરંતુ તે વિચારોને અનુસરીને ચાલનારા બહુજ થોડા છે. આપણા દેશમાં દરદીઓની સ્નેહપૂર્વક સંભાળ જેના તરફથી લેવાવી જોઇએ તેના તરફથી પણ નથી લેવાતી એ શોચનીય છે. ભાગ્યહીન દરદી તો દુઃખપાશમાં ફસેલો હોવાથી પોતાની સારવાર કરવામાં તદ્દન અશક્ત હોય છે. તે બિચારાને પોતાના સુખનો આધાર સંબંધીઓ કે મિત્રોની પ્રેમભાવના ઉપર રાખવો પડે છે. રોગી અને સંબંધીઓ વચ્ચેનો જે વિશ્વાસ, તે જ્યારે તૂટે ત્યારે પછી આપણે વર્તમાન સમયનીજ બલિહારી ગણવી જોઇએ! આજકાલ લોકોમાંથી ધર્મબુદ્ધિ ગઇ છે એમ જે કહેવાય છે તેનો આ જીવતો

ફાખલો છે. જ્યારે દરદીને સંબંધીઓ તરફથી લગારે દિલાસો નહિં મળે ત્યારે વળી બીજો તે એવો માઇનો પૂત કોણ હશે કે જેના તરફથી તેને દિલાસો મળવાનો હતો! "શબ્દમાં સગો અને કામમાં શત્રુ." આવી એક મણિશંકરી કહેવતનો યથાર્થ અનુભવ મને અત્યારે થાય છે. મારા વૈદાંના ધંધામાં મારી નજર આગળ એવા તો હૃદયભેદક દેખાવો નજરે પડયા છે અને પડે છે કે તે દેખાવોને જ્યારે હું સંભારૂં છું ત્યારે મને પણ કંપ છૂટે છે. જ્યારે એક પરાયા માણસને આટલી બધી લાગણી થઇ આવે અને સબંધીઓને ન થાય ત્યારે આ જમાનાની નવીન કૃતિ છે એમ માન્યા વગર આપણો છૂટકો નથી. મેં ઘણા વૃધ્ધ પુરૂષોને મ્હોડેથી સાંભળ્યું છે કે છેટેના સગાંઓમાં કોઇને સહજ માંદગી લાગુ પડી છે એમ જો અમે સાંભળતાં તો ગાડું ભાડે કરીને તેમને જોવા જતાં—એટલુંજ નહિં, પણ તે સારો થાય ત્યાં સુધી અમે ત્યાં અમારૂં કામકાજ છોડીને રહેતા હતા. અહા! એ જમાનો અને એ પ્રેમ હવે કયાં છે? ઘરમાં પડેલી પથારી જ્યારે સચવાતી નથી ત્યારે છેટેની પથારી તો કેમ સચવાય! આગળની પ્રીતિજ અદ્ભુત હતી! હાલ તો તેમાંનું કંઇએ નથી.

આ દેશના બૈરાંઓમાં વ્હેમનો જે પગપેસારો થયો છે તે પણ દેશના હિતનો દાટ વાળે છે, આ વ્હેમ કેવી રીતે જન્મ પામ્યો અને તેનું મૂળ કયાં છે એ સંબંધે લાંબી વાત કરવાની જરૂર નથી. જ્યાં યોગ્ય કેળવણીનો અભાવ ત્યાં ન્હાના પ્રકારના વ્હેમનો પ્રવેશ. આ દેશનું સ્ત્રીમંડળ ઘણું કરીને યોગ્ય કેળવણીથી દૂર વસે છે. જાણે કેમ આ દેશમાં પ્રથમથીજ સ્ત્રી કેળવણીનો પ્રચાર ન હોય! શરૂવાતમાં આપણે તપાસ કરીશું તો માલમ પડશે કે, બાળકોમાં જ્યારે શીળી (બળીઆકાકા) ઓરી વગેરેનો બર આવે છે ત્યારે બૈરાંઓ બુધ્ધિપૂર્વક એમ માને છે કે એ માતાજીનો કોપ છે માટે તેનો ઉપચાર કરવાની આવશ્યકતા નથી.

આ વાત તદ્દન ભૂલ ભરેલી છે. બાળકોનો એવો તે કયો અપરાધ હશે કે જેને માટે તેઓનાપર માતાનો કોપ ઉતરે છે! જેને માતાનું ઉપનામ મળેલું છે તે વળી પોતાનાં બચ્ચાં સામે આવો કોપ કરે? આ એક વ્હેમ છે અને તે બિલકુલ હસી કાઢવા લાયક છે. એ કોપ માતાનો નથીજ. માત્ર સારી સમજની ગેરહાજરીને લીધે એ એક જાતની વ્યર્થ માનિનતા ઉભી થઈ છે. કેવળ માતાનો કોપ માનીને દરદનો ઉપાય કર્યા વિના બેસી રહેવું એ દેખીતોજ અન્યાય છે, ક્રૂરતાની નિશાની છે અને અદૃશ્ય માતાને બદલે ખરી માતા (જનેતા) નોજ કોપ છે.

ગર્ભવંત સ્થિતિમાં ઔષધોપચાર નહિં કરવાની પણ આ દેશનાં—સ્ત્રી મંડળમાં સજ્જડ જક્ક છે. ગર્ભ તથા ગર્ભિણીનું ગમે તેમ થાય, તથાપિ ઔષધ તો નજ કરવું—એવું તે માને છે. હવે આપણે જોવાનું છે કે આ તે વ્હેમ છે કે ખરી વાત છે? ઉત્તરમાં એટલુંજ કહેવાશે કે આવે વખતે સારા વૈદ્ય કે ડાક્ટરની દવા કરવામાં કશી હરકત નથી. અડબાઉ વૈદ્યો તો ગર્ભિણિને શું, પણ ગર્ભ વગરની સ્ત્રીનેય નુકસાન પહોંચાડનારા હોય છે. એકાદ ગર્ભિણીનું કોઇ અક્કલ શૂન્ય વૈદ્યે ઓસડ કર્યું હશે ને તેથી તેને જબરૂં દુઃખ વેઠવું પડયું હશે, તેમાંથી આ ભયની ઉત્પત્તિ થઇ હશે. ગર્ભિણીને માટે આ દેશના વૈદ્યક ગ્રંથોમાં અને યૂરોપીયન વૈદ્યક ગ્રંથોમાં અનેક ઔષધો લખેલાં છે. જો ગર્ભિણીનું ઔષધ થતું નહિં હોત, તો વિદ્વાન વૈદ્યો એ વિષયમાં પોતાનું મન જવા ન દેત. ગર્ભિણી થઇ માટે ઔષધ ન કરવું એ વિચાર એટલો તો ભૂલ ભરેલો અને હાનિને પહોંચાડનારો છે કે આપણે તે વિષય જેટલું બોલિયે તેટલું ઓછું છે. આ વિષયમાં મારૂં સમજવું એવું છે કે વિદ્વાન વૈદ્યોના હાથથી ગર્ભિણીનાં દરદો મટે છે, એટલુંજ નાહે પરંતુ ગર્ભનું પણ રૂડી રીતે રક્ષણ થાય છે. એક ગર્ભિણીને વારંવાર ઉલટી થતી હતી. આ ઉલટી જો કે સ્ત્રીઓને સ્વાભાવિ

થાય છે એમ આપણે માનય છીયે અને તેને આપણે હુળના નામથી ઓળખિયે છીયે; પણ એવી ઉલટી કાંઇ કારણ વિના થાય છે એમ માનવું એ ભૂલ છે. એક દિવસ એવો બનાવ બન્યો કે સખ્ત ઉલટીને લીધે તે બાઇનો ગર્ભ કાળજામાં ચડી ગયો. જેવો ગર્ભ કાળજામાં આવ્યો કે તેણીના શ્વાસનો અવરોધ થવા માંડયો. આ સમયે વૈદ્યો તથા ડાકટરોને બોલાવવાની દોડાદોડ થવા લાગી, પણ કોઇનો ઉપાય લાગુ પડયો નહિં. છેલ્લે એક વૈદ્યને યુક્તિ સૂઝી. સોડાવાટરની એક ભરેલી બાટલી તે બાઇને પાવામાં આવી, જેથી તેના જોશને લઇને તે ગર્ભ મૂળ ઠેકાણે આવ્યો. સર્વ કોઇ સમજુ જાણે છે કે સોડાવાટરના જોશનો ધક્કો બહુ ભારે છે. આ ધક્કો કાળજા સુધી અસર કરનારો નીવડયો અને તેથી તે બાઇ બચવા પામી.

હવે આ ઉદાહરણથી મારે કહેવાનું એટલુંજ છે કે જેને આપણે હુળ કહીએ છિયે તે પણ કારણ વગર જન્મ નથી પામતી. ગર્ભિણીને વારંવાર ઉલટી થાય તેનું પણ કારણ હોવુ જોઇએ. આ કારણ શું છે, તે વૈદ્ય વગરના બીજા માણસોથી ખોળી શકાતું નથી; માટે દરેકની ફરજ છે કે આવે સમયે એટલે ગર્ભિણીને અમુક દરદનુ ચિન્હ લાગુ પડે ત્યારે વૈદ્યની સલાહ લઇ તેનો ઉપાય જલદીથી કરવો. જો હુળ છે એમ માનીને બેસીશું તો તે દરદ વધવા માંડશે અને તેથી કોઇ વખતે ગર્ભિણીનો જીવ જોખમમાં આવી પડશે.

આપણામાં કેટલીએક ધર્મની ક્રિયાઓ પણ ફરજીઆત થઇ પડી છે. વ્રતના સંબંધમાં તો હું અગાઉ લખી ગયો છઉં. અહીં તો થોડુંક બીજું લખવાની જરૂર પડી છે વૈષ્ણવોને કે ધર્માંધ બ્રાહ્મણોને માટે મારે પ્રથમ કહેવું જોઇએ. જે લોકોને નહાયા વગર ચાલતું નથી તે લોકોને વાસ્તે મારૂં આ બોલવું છે. જો કે હું

ન્હાવાનાં કામને નિંદતો નથી, પણ વખાણું છઉં; તથાપિ જે મંદવાડમાં ન્હાવાની મનાઇ છે તેજ મંદવાડમાં પરાણે શા માટે ન્હાવું જોઇએ? શું આપણે એટલું નથી જાણતા કે સારી ચીજનો દુરૂપયોગ આપણને હાનિકારક છે? જે મંદવાડમાં ન્હાવાનો નિષેધ છે તે મંદવાડમાં ન્હાવું નહિં જોઇએ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે રોગને ઉત્તેજન આપનારી ભલે ધર્મની ક્રિયા હોય, તો તે પણ કરવી નહિં; કેમકે એથી કરીને આપણે આત્મહત્યાના ભાગી થઇએ છિયે. ન્હાવું પણ શરીરનાં રક્ષણ માટે છે અને તે વાતને સર્વ કોઇ માને એટલા સારૂજ તેને ધર્મની ક્રિયા તરીકે પાળવાની આજ્ઞા છે. હવે જો આપણે માત્ર તેને ધર્મની ક્રિયા માનીનેજ બેસી રહીએ અને શરીર રક્ષણના અંગને ન માનીએ તો આપણામાં–ક્રિયાનું સ્વરૂપને સમજવાની શક્તિ ઓછી છે એમ કહેવામાં કાંઇ ખોટું નથી.

આપણા દેશમાં બાધા–આખડીનું જોર પણ બહુ વધી ગયું છે. ઘરમાં કોઇ માંદું પડયું કે નજીકનું સગું સાગવું એકદમ બાધા લઇ બેસે છે. આ બાધા સોપારી, ગોળ કે અડદની હોય તો બહુ ફિકર નથી, પણ જ્યારે દૂધની સખ્ત બાધા લેવામાં આવે છે ત્યારે કંઇ બાકી રહેતી નથી. દૂધ એક એવી તો ગુણકારી વસ્તુ છે કે તે વિના ચલાવી લેવું એ માંદાંને બદલે સાજાએ માંદાં પડવા બરાબર છે. જેને માટે બાધા લેવાય છે તે લાંઘી લોટીને ઉઠે છે યા મરણ પામે છે, પણ એવીજ આપદામાં આવવાને બાધા લેનાર તૈયાર થાય છે. હવે જ્યારે બાધા લેનાર આમ મદવાડમાં ફસે છે ત્યારે ડાહ્યો વૈદ્ય કહે છે કે તમારે દૂધ લેવું પડશે, તો જવાબમાં તે એટલુંજ બોલશે કે દૂધની મેં બાધા રાખી છે! જો કે જેને માટે બાધા લેવાય છે તે જ્યારે મરણ પામે છે ત્યારે આ બાધા છૂટી જાય છે, પણ ઔષધોપચાર કે આવરદાનાં બળે તે જ્યારે મંદવાદમાથી ઉઠે છે ત્યારે આ બાધા કાયમ રહે છે. આવી અણ-

ગમતી અને નુકસાન કરનારી બાધા લેવાથી શો લાભ છે' તે સમજાતું નથી. શું એકને બદલે બીજાએ તેની સાથેજ મરવાને તૈયાર થવું? ગરજને અક્કલ હોતી નથી. વ્હેમી લોકો બાધાને એક મહૌષધ માને છે. તેઓ બાધા લેવામાં એવાં તો ઉતાવળા થઈ જાય છે કે તેનાં પરિણામને મુદ્દલ વિચાર પણ કરતા નથી. "ફલાણા દેવને ફલાણું કરીશું ત્યારે બાધા છોડીશું." આ વાક્ય બોલતાં કંઈ વાર લાગતી નથી, પણ પાછળથી તે પ્રમાણે કરવું કઠણ પડે છે. મેં પ્રથમથી કહ્યું છે કે માંદું માણસ મંદવાડના ઝપાટામાંથી નીકળ્યા પછી પણ બાધા લેનારની બાધા કાયમ રહે છે, તેનું કારણ આવું હોય છે. ઘણીવાર તો આ બાધા છોડવાનો યત્ન પણ નથી થતો, ને એમને એમ ચલવ્યે જાય છે. જ્યારે એજ માણસ બોગજોગે ફરીથી માંદું પડે છે ત્યારે આ વાત પાછી તાજી થાય છે. આપણે આમ ન કર્યું માટે આમ થયું એ તરતજ સાંભરી આવે છે. હું કહું છઉં કે, માણસે આવો વ્હેમ શા માટે રાખવો જોઇએ? સારા વૈદ્ય કે ડાક્ટરનું ઔષધ કરવું એજ રોગનો પ્રતિકાર છે. એક મુસલમાન સ્ત્રીનો છોકરો માંદો પડયો હશે. છોકરાનો સખ્ત મંદવાડ જોઇને મા ગભરાઈ અને એકદમ વિચાર કર્યા વગર બોલી ઉઠી કે, "ઓ ખુદા! જો તું મારા બચ્ચાંનો જીવ ઉગારીશ તો હું તને આભ જેવડી રોટી આપીશ!" કેવું બોલ્યું! આભ જેવડી રોટલી! આમ બોલીને ઇશ્વરને શા માટે ઠગવો જોઇએ? ભોળી સ્ત્રીઓનાં ભોળપણનું આ ઉદાહરણ છે.

આપણા દેશમાં એક બીજો નિંદવા લાયક ચાલ પડી ગયો છે. દરદીની પથારી પાસે ઘણાં લોકો ટોળે વળીને બેસે છે અને દરદીને તબિયતના ખબર પૂછી પૂછીને ઉલટો કંટાળો આપે છે. જો કે આમ કરીને તેઓ પોતાની સગાઇનું હેત બતાવે છે, પણ તેથી થતાં નુકસાનને વિસારી મેલે છે. દરદીની આગળ ગડબડ નહિં જોઇએ. વધારે ઘોંઘાટથી દરદીના દરદમાં અણધાર્યો વ

ધારો થઈ જાય છે અને તેનું પરિણામ બહુવાર માઠું આવે છે. વળી દરદીની પાસે વધારે માણસો બેસવાથી હવા બગડે છે તેમ જ અજવાળાની જોઇએ તેવી સોઇ રહેતી નથી. દરદીને ચોખ્ખી હવા તથા અજવાળાની બહુ જરૂર છે. આ વાત જૂના જમાનાનાં લોકો જાણતા નથી અને તેથી તેઓને જો કોઇ તે સંબંધે કાંઇ કહે છે તો તેઓ ઉલટા ક્રોધે ભરાઇ જાય છે; ને કહેનારનું મોં તોડી લે છે. આવા બનાવો મેં પણ નજરે જોયેલા છે. એક દરદીએ તો મને રૂબરૂમાંજ કહ્યું હતું કે, હવે મારે આ રૂઢિને માટે શું કરવું ! છેવટ મેંજ એ બાબતનો બંદોબસ્ત કરાવ્યો હતો.

## હરિગીત છંદની ચાલ.

વધવા ન દેવું દરદને, મારી શિખામણ મન ધરી;
એ દરદ દુશ્મનરૂપ જાણો, જાય બહુ માણસ મરી;
ઉપચાર પ્રથમ કરે નહીં, પછિ જે ઘણો પસ્તાય છે;
તે મૂર્ખનો શિરતાજ અથવા—દયાહીન ગણાય છે.
સહુ શાસ્ત્રકારો દરદને, કાં અગ્નિની કાં કરજની;
ઉપમાં દિયે તે છે ખરી, આદત બુરી બહુ મરજની;
કયમ કે કદાપી દરદનો, લવ હોય જો બાકી રહે;
વધિ જાય તો નહિ વાર લાગે, દેહને નિશ્ચે દહે.
પાણી પહેલાં પાળ ચણવી, કહેણિ આ નથી સાંભળી ?
દાના થઇ શામાટ જાવું—મૂર્ખમંડળમાં ભળી !
રાંડયા પછી ડા'પણ કરે, તે કહેણિ શું છે કામનું ?
આ નહિ કર્યું તે નહિ કર્યું, એ કથન સમજો નામનુ.
જોઇ વખત સાવધ થઇ, જે શત્રુની સામો થશે;
તે ઘણું કરી રણજંગમાં, હું ધારૂં જયને પામશે;
પણ તક વિનાની દોડ માનો, સાવ અંતર આંધળી !
કહોની તમે એ દોડથી, ફતેહ ધ્વજ કોને મળી !

અવસર ગયો તો શું રહ્યું! અવસર તણી કિંમત નથી;
ટાણે મળે જે તે ન નાણે, પ્રાપ્ત થાય, મરે મથી!
તકના ગુમાવ્યા તક ગઈ તો, આપણું સર્વે ગયું!
તક છેજ તોજ ઉપાય છે, તક વગર શુભ કોનું થયું?
જોશી થકી ત્યાં થાય શું, જ્યાં જોર વાધ્યું રોગનું!
પળ સાળવી નહિ એક એ છે, ટાણું ઔષધ જોગનું;
ઔષધ કરી સદ્વૈદ્યનું, વળી પથ્ય પાળી પ્રાતથી;
નિજ રોગને નિર્મૂળ કરવો, લક્ષ રાખી રીતથી.
ઔષધ ખડ્ગ છે ચળકતું, છે પથ્ય રચના વ્યૂહની
એ બે વડે રિપુ રોગ હણતાં, થાય શાન્તિ સમૂહની;
લફરાં ઘણાં વળગાડવાથી, રોગ શાન્ત નથી થતો;
બહુ વૈદ્યને બદલાવવાથી, કહોનિ કોણ બચ્યો હતો!
સદ્વૈદ્યથી મરવું ભલું, પણ મૂર્ખથી બચવું મહા-
દુઃખરૂપ છે, શાણા કહે, મત સમજશે સમજુ અહા!
સદ્વૈદ્યનો છે માર્ગ સીધો, મૂર્ખ ઢાંકે ઢાંકણું;
જવ તે દરદ ફરિ થાય છે, તવ દુઃખ દે છે દશગણું.
બાવા જતીની બુટ્ટીને, અનુભવ વિના લેવી નહીં;
ભગવાં નિહાળી વૈદ્ય જાણી, વૃત્તિ લવ દેખે નહીં;
છે વૈદ્ય થાવું કઠિણ ઘર ઘર, વૈદ્યતા હોતી નથી;
બાવા બધાયે વૈદ્ય છે, એ કલ્પના સ્હોતી (શોભતી) નથી.
હું નથી કહેતો ના, પરંતુ ક્વચિત્ એવા તો મળે;
માટે ઠગાવું નહિં કદી, શઠ હોય તે છળથી ચળે;
ઢોંગી ઘણા રઝળે જગત્માં, પાર પણ નહિ પામશો;
ઓ ભ્રાત! એવા ફંદમાં, ફસશો ન, નહિ તો દુખિ થશો.
પ્રારબ્ધ ભાવી બળ ગણી, બેસી રહી ઠરવું નહીં;
ઉપચાર કરવા શ્રમ થકી, કાયરપણું ધરવું નહીં;
કરૂણા હશે જો પ્રભુ તણી, મળશે તો બદલો યત્નનો;
હાર્યા પછી આધાર છે, જે દોષ દેખે કર્મનો.

## પ્રભુપ્રાર્થના.

બતાદે સખી કોન ગલી ગયો શ્યામ—એ રાહ.

હવે તો હસી હેતે ગ્રહો હરિ હાથ!

નિરોગતાનું શરબત ત્યાગી, પીએ જન કડવો કવાથ
—હવે તો.

દુખસાગરમાં ડૂબે દરદથી, તેને નિભાવો તમે નાથ
—હવે તો

ભૂત-પ્રેતની ભ્રાંતિ ધરીને, વ્યાધિ વધારે ભરી બાથ
—હવે તો!

પથ્ય ન પાળે તન-મન બાળે, મુખથકી શું કહુ ગાથ!
—હવે તો!

બાળ બિચારા બહુજ તવાયાં, શ્યામાનો સુધર્યો ન
સાથ—હવે તો!

આવ્યા છીએ શરણે, પ્રભુજી ઉગારો, છાંટી પ્રિય
કરૂણાનું પાથ—હવે તો!

---

# અગત્યની સૂચના.

દેશોત્કર્ષ થવાનું મુખ્ય સાધન ઉપયોગી વાંચનની વૃદ્ધિ કરવા શિવાયનું બીજું એકે નથી. આમ ધારીને મેં યથામતિ નીચે લખેલાં પુસ્તકો રચીને પ્રસિધ્ધ કર્યાં છે; અને એવીજ ઢબનાં બીજાં પુસ્તકો રચીને પ્રગટ કરવાની જીજ્ઞાસા રાખી છે. આશા છે કે, સુજ્ઞ જનો મારા આ અલ્પ પ્રયાસ તરફ પ્રેમ-દૃષ્ટિથી જોશે.

| | રૂ. આ. પા. |
|---|---|
| શિક્ષક અથવા સંસારસાગરનો રસ્તો દેખાડનારો દીવો ... ... ... | ૩—૦—૦ |
| નેમનાથ રાજેમતિ ચરિત્ર ... ... | ૧—૦—૦ |
| રોગ થયા પછી તે વધવાનાં કારણો... | ૦—૨—૦ |
| ટેક નિબંધક (સોસાઇટીનું ઇનામી પુસ્તક) | ૦—૧—૦ |
| સન્માર્ગ મહિમા ... ... ... ... | ૦—૧—૦ |
| વચનસિદ્ધિ અથવા સત્યનું બળ ... | ૦—૧—૦ |
| બ્રહ્મચર્ય મહિમા ... ... ... ... | ૦—૧—૦ |
| માબાપની સેવા ... ... ... ... | ૦—૧—૦ |
| સો ટચનું સોનું ... ... ... ... | તૈયાર થાય છે. |

**એચ. એસ. ધ્રુવના લખેલા.**

| | |
|---|---|
| વ્યવહારકોશ...(વહેવારૂ અંગ્રેજી શબ્દોનું જ્ઞાન આપનારૂ પુસ્તક ... ... | ૦—૬—૦ |
| બાળ વાર્તાઓ...(બાળકોને અતિ ઉપયોગી) | તૈયાર થાય છે. |

મુંબઇમાં પુસ્તક મળવાનું તથા નામ નોંધાવવાનું ઠેકાણું:—
કોટમાં—દી૦ લખમીદાસની કંપની પારસી બજાર.
બહારકોટમાં—એન. એમ. ની કંપની કાલબાદેવી રોડ.
☞ મોરબી નાટક કંપની જ્યાં હોય ત્યાં મને લખવાથી પણ તેમ બની શકશે.

**વૈદ્ય દુર્લભદાસ વિ. શ્યામજી ધ્રુવ.**